


**Divya Qur'an**

Gujrati Translation of Tarjumanul Qur'an
of Maulana Saiyed Abul A'la Maudoodi

| |
|---|
| આ ગ્રંથને પવિત્ર થઈને આદર સહિત પઢવા નિવેદન છે. |

To Convey Sawab (REWARD)
MRS. SAKINA ASGAR ALI MASALAWALA.

DTP WORK: FAQUIH SHAHBAZ.
Room No.07, Shastri Nagar, Sai Sharadha,
Apt'B, Kalwa (West) Thane - 400 605.
Off: 23478329 Cel: 9323248605

—• પ્રસિદ્ધકર્તા •—

**Rich Decor**
247/ Maulana Azad Road, Taj Manzil, Opp. B.M.C.
Bank, Mumbai - 400 008. Ph: 23063564,
Cel: 9820182816, 9920182816.




## ગુરુચાવી (Master Key)

અજ્ઞાન અવસ્થામાં મેં ઘણું વાંચ્યું છે, પ્રાચીન અને અર્વાચીન દર્શનશાસ્ત્ર, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, રાજનીતિ વગેરે વિષય ઉપર સારી-એવી એક લાયબ્રેરી મગજમાં ઉતારી ચૂક્યો છું, પરંતુ જયારે આંખ ખોલીને કુર્આનનું અધ્યયન કર્યું તો, અલ્લાહ જાણે છે, એવું લાગ્યું કે જે કંઈ વાંચ્યું હતું બધું તુચ્છ અને નગણ્ય હતું, જ્ઞાનનું મૂળ તો હવે હાથ લાગ્યું છે. કાન્ટ, હીગલ, નટ્શે, માર્કસ અને જગતના તમામ મોટા-મોટા વિચારકો-ચિંતકો હવે મને બાળક દેખાવા લાગ્યા છે. બિચારાઓ ઉપર દયા આવે છે કે જીવનભર જે ગૂંચોને ઉકેલવામાં ઊલઝતા રહ્યા અને જે સમસ્યાઓ ઉપર મોટા-મોટા ગ્રંથો—પુસ્તકોની રચના કરી નાખી, છતાં પણ ઉકેલી ન શક્યા, તેને આ ગ્રંથે એક-એક, બે-બે વાક્યો (આયતો)માં ઉકેલીને મૂકી દીધી છે. જો આ નિરુપાય અને લાચાર લોકો આ ગ્રંથથી અનભિજ્ઞ ન હોત તો કેમ પોતાનું આયુષ્ય આ રીતે નષ્ટ કરતા ! મારો વાસ્તવિક ઉપકારક તો માત્ર આ ગ્રંથ છે, એણે મને બદલી નાખ્યો, પશુથી મનુષ્ય બનાવી દીધો, અંધકારોમાંથી કાઢીને પ્રકાશમાં લઈ આવ્યો. એવો પ્રદીપ મારા હાથમાં આપી દીધો કે જીવનના જે મામલા તરફ દૃષ્ટિપાત કરૂં છું. વાસ્તવિકતા એ રીતે પ્રગટ રૂપે મને દેખાઈ જાય છે કે જાણે, તેના ઉપર કોઈ આવરણ જ નથી ! અંગ્રજી ભાષામાં તે ચાવીને Master Key (ગુરુચાવી) કહે છે, જેનાથી પ્રત્યેક તાળું ખુલી જાય, તો મારા માટે આ કુર્આન 'Master Key' છે, જીવનની સમસ્યાઓના જે તાળા ઉપર તેને લગાવું છું, તે ખુલી જાય છે. જે અલ્લાહે—ઈશ્વરે આ ગ્રંથ પ્રદાન કર્યો છે તેને આભાર-પ્રદર્શન માટે મારી જીભ ખરેખર અસમર્થ છે.

**— મૌલાના સૈયદ અબુલઆ'લા મૌદૂદી**

## ...બે શબ્દો...

કુર્આન આકાશી ગ્રંથ છે અને તેનું અવતરણ અલ્લાહના અંતિમ પયગંબર હઝરત મુહમ્મદ સલ્લ. ઉપર સમગ્ર માનવ-જાતના માર્ગદર્શન માટે થયું છે. તેથી જેમ હવા, પાણી, પ્રકાશ વગેરે માનવ-જાત માટે સંયુક્ત ભૌતિક સંપત્તિ છે તે પ્રમાણે કુર્આન માનવ-જાતની એક સયુક્ત આધ્યાત્મિક સંપત્તિ છે. મનુષ્યના માલિક અને પાલનહારનું પ્રદાન કરેલ આ ઉપહાર છે. તેના ઉપર ન કોઈ વ્યક્તિનું સ્વામિત્વ છે, ન કોઈ દેશનું કે ન કોઈ વિશેષ જાતિનું. નિઃશંક તે અરબી ભાષામાં છે, પરંતુ માત્ર તેના લીધે તે પારકું નથી હોઈ શકતું, તેને કોઈને કોઈ ભાષામાં તો અવતરિત થવાનું જ હતું.

આમ તો સૃષ્ટિના સર્જનહારની પ્રદાન કરેલ જેટલી પણ વસ્તુઓ છે તેનાથી લાભાન્વિત થવું કે નહીં, નિઃસંદેહ મનુષ્યના અધિકારમાં છે. પરંતુ સૃષ્ટિમાં જોવા મળતી ભૌતિક ચીજ-વસ્તુઓના ઉપયોગના સંદર્ભે આપણે ક્યારેય પણ આપણા લાભ કે નુકસાનની અવગણના કરતા નથી, એટલા માટે કે તેનાથી આપણું ભૌતિક જીવન પ્રભાવિત થાય છે. બસ, તે જ નીતિ આપણે આપણા પાલનહારે પ્રદાન કરેલ આદેશ અને માર્ગદર્શન સંદર્ભે અપનાવવાની છે, જે મનુષ્ય-માત્રના આત્મિક જીવનના કલ્યાણ માટે છે અને જેનાથી આપણું આત્મિક અને આધ્યાત્મિક જીવન, જેનો પ્રત્યક્ષ સંબંધ માનવ-જીવનના દુન્યવી આચાર-વિચાર સાથે છે, પ્રભાવિત થાય છે. અલ્લાહે અર્પણ કરેલ તે વસ્તુને પોતાની સમજીને તેનાથી લાભાન્વિત થવાનું વલણ આપણા આલોકને પણ કલ્યાણકારી બનાવી શકે છે અને પરલોકના જીવનને પણ સફળતાના શિખરે પહોંચાડી શકે છે. આ વાતને ધ્યાનમાં રાખીને કોઈ પણ વ્યક્તિ, ચાહે તે કુર્આન ઉપર આસ્થા ધરાવતો હોય કે ન ધરાવતો હોય, પૂર્વગ્રહોથી મુક્ત થઈને માત્ર ન્યાયોચિત અને નિષ્ઠાપૂર્વક તેનું અધ્યયન કરશે તો તે તેની વ્યાપક, સર્વકાલીન અને સાર્વભૌમિક કલ્યાણકારી શિક્ષાઓને સ્વીકાર્યા વિના રહી શકશે નહીં.

કુર્આનની ભાષાથી બિન-મુસ્લિમો તો અપરિચિત છે જ, તેના ઉપર આસ્થા ધરાવનાર ઘણા મુસ્લિમો પણ અનભિજ્ઞ છે. કુર્આનના હાર્દને, તેના વિષય-વસ્તુને અને તેના સંદેશને સમજવા માટે તેના પારિભાષિક શબ્દો અને રુઢિપ્રયોગોની જાણકારી સાથે ઇસ્લામે આણેલ રચનાત્મક આંદોલનને સમજવા અને તેના આદેશો અને નિર્દેશોને જાણવા માટે તેના ગહન અને પૂર્ણ અધ્યયનની આવશ્યકતા છે. તેથી જ કુર્આનના વિભિન્ન ભાષાંતરો અને તેની ટીકા-સમજૂતિઓ વિશ્વભરમાં અનેક ભાષાઓમાં કરવામાં આવ્યા છે અને તે હવે સરળતાથી ઉપલબ્ધ પણ છે. પવિત્ર કુર્આન નિઃસંદેહ અરબી ભાષામાં છે, પ્રત્યેક વ્યક્તિ માટે અરબી ભાષા શીખવી-સમજવી શક્ય નથી. જે લોકો અરબી ભાષા જાણે છે-સમજે



છે, તેમનું કર્તવ્ય છે કે તેઓ કુર્આનને બોધગમ્ય અને લોકપ્રિય બનાવે.

આ જ જવાબદારીની અનુભૂતિ સાથે સને ૧૯૮૧માં 'ઇસ્લામી સાહિત્ય પ્રકાશન' દ્વારા ૨૦મી સદીના વિશ્વ-પ્રસિદ્ધ ઇસ્લામી વિદ્વાન અને ચિંતક મૌલાના સૈયદ અબુલઆ'લા મૌદૂદીએ કરેલ કુર્આનના ઉર્દૂ અનુવાદ 'તરજુમ-એ-કુર્આનમજીદ'નું ગુજરાતી રૂપાંતર 'દિવ્ય કુર્આન'ના નામથી પ્રકાશિત કર્યું હતું, તે પછી તેની આઠ આવૃત્તિઓમાં ૧૭૦૦૦ પ્રતો પ્રસિદ્ધ થઈ ચૂકી છે. તે પહેલાં કુર્આનમજીદની ઉત્કૃષ્ટ અને લોકપ્રિય સમજૂતિ 'તફહીમુલ્-કુર્આન'માંથી ત્રીસમા પારાનું ગુજરાતી ભાષાંતર પણ સને ૧૯૭૭માં પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. આ બંને પ્રકાશનોને ગુજરાતી ભાષી લોકો તરફથી સારો આવકાર મળ્યો હતો.

'દિવ્ય કુર્આન'ની ગુજરાતી ભાષાની વાચકોએ ખૂબ પ્રશંસા કરી છે અને સાચે જ મૂળ અનુવાદક જનાબ ઝહીરૂદ્દીન શેખ તથા તેમના સાથી-મિત્રોએ ખૂબ જહેમત ઉઠાવીને ચીવટપૂર્વક ઉર્દૂ ભાષાની વર્ણન-શૈલીને અનુરૂપ ગુજરાતી ભાષામાં અનુવાદ કર્યો હતો, જે આજે પણ એટલો જ પ્રસ્તુત છે. તેમ છતાં આપણે જાણીએ છીએ કે ભાષા-વિકાસ ખૂબ ઝડપથી થતો હોવાને કારણે અને અન્ય ભાષાઓના પ્રભાવને કારણે સમયાંતરે નવા-નવા શબ્દોનો ઉમેરો થતો રહે છે અને તેની વર્ણન-શૈલી, વાક્ય-રચના અને રુઢિ-પ્રયોગો વગેરેમાં પણ પરિવર્તન આવતું રહે છે. તદુપરાંત ટેકનોલૉજીના વિકાસને લઈને હવે તો પુસ્તકના રૂપ-રંગમાં, પ્રિન્ટિંગ ગુણવત્તામાં પણ ફેરફાર શક્ય બન્યો છે. તેનાથી તેની સુંદરતા પણ વધે છે તથા દળદાર અને મોટાં પુસ્તકો-ગ્રંથોની સાઇઝ પણ બદલી શકાય છે.

'દિવ્ય કુર્આન'માં આવા કેટલાક ફેરફારોની સાથે બિન-મુસ્લિમ દેશબંધુઓ અને કંઈક અંશે મુસલમાનોને પણ ઇસ્લામી પરિભાષાને સમજવામાં જે મુશ્કેલીઓ અનુભવાતી હતી, તેને પણ ધ્યાનમાં રાખવાની આવશ્યકતા હતી. તદુપરાંત ઘણાં સમયથી પ્રત્યેક આયતના અનુક્રમ નંબર પ્રમાણે ગુજરાતી ભાષાંતરની જરૂરત વર્તાતી હતી, જેની ઘણા વાચકોની માગણી હતી. આ તમામ બાબતોને ધ્યાનમાં લઈને જમાઅતે ઇસ્લામી હિંદ, ગુજરાતના પ્રચાર-પ્રસાર વિભાગે 'દિવ્ય કુર્આન'ને પુનરવલોકન કર્યા પછી તેને નવા સંસ્કરણના રૂપે પ્રસિદ્ધ કરવાનું નિર્ધારિત કર્યું, જેની જવાબદારી  મુહમ્મદ જમાલ પટીવાલાના સાથે મુહમ્મદ અમીન શેઠ અને નિસારઅહમદ મલેકને સોંપવામાં આવી. એમના સંયુક્ત પ્રયાસોથી 'દિવ્ય કુર્આન' હવે એક નવા રૂપ-રંગ અને સ્વરૂપે આપના હાથોમાં છે. તેની આરંભથી લઈને અંત સુધીની સમગ્ર પ્રક્રિયામાં વિભિન્ન કાબેલિયતો ધરાવતા લોકોનો સક્રિય સહયોગ મળ્યો છે, તે સાથે સામાન્ય મુસ્લિમોથી લઈને સંપન્ન સખી-દાતાઓએ પણ આ મહત્ત્વના કામમાં ઉત્તમ પ્રકારનું યોગદાન આપ્યું છે. આ તમામ લોકોનો અત્રે હૃદયપૂર્વક આભાર માનીએ છીએ.

મૂળ ગુજરાતી અનુવાદને એમ જ રાખીને તેની ભાષા અને વર્ણન-શૈલીમાં થોડા-ઘણા સુધારા કરવામાં આવ્યા છે. તે સાથે ઇસ્લામી પરિભાષાઓની સમજૂતિ શુદ્ધ ગુજરાતી ભાષામાં કૌંસમાં આપવાનો પ્રયત્ન કર્યો છે. ગુજરાતીમાં પણ પ્રત્યેક આયતના નંબર આપી દેવામાં આવ્યા છે, જેના અરબી અને ઉર્દૂ ૧ થી ૧૦ અંકની ગુજરાતી અંકોની લિપિ આગળના પાના ઉપર દર્શાવેલ છે, જેથી ગુજરાતી ભાષી વાચક તેને સમજી શકે. 'દિવ્ય કુર્આન'માં આપવામાં આવેલ ફૂટ-નોટ સ્થાન-અભાવને કારણે મહદ્અંશે કાઢી નાખવામાં આવી છે. તેની વધુ માહિતી 'કુર્આનમાં પ્રયુક્ત ઇસ્લામી પરિભાષાઓની ટૂંક- સમજૂતિ' રૂપે પુસ્તકના અંતમાં આપવામાં આવી છે. આ પરિભાષાઓની સમજૂતિ અગ્રણી વિદ્વાન મૌલાના ફારૂકખાં અને ડૉ. મુહમ્મદ અહમદના 'પવિત્ર કુર્આન-સુગમ હિન્દી અનુવાદ'માંથી લીધેલ છે. જે વાચકોને ઉપયોગી થઈ પડશે. પ્રત્યેક સૂરઃનો પરિચય સૂરઃના આગળ મૂકવામાં આવ્યો છે, જેથી સૂરઃના અભ્યાસ વખતે જે-તે સૂરઃનું વિષય-વસ્તુ, ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ વગેરે વાચકની દૃષ્ટિ સમક્ષ રહે અને સૂરઃને સમજવામાં સરળતા રહે. અનુક્રમણિકામાં પ્રત્યેક સૂરઃના નામનો અર્થ આપવામાં આવ્યો છે, જે વાચકની જાણકારી માટે છે. આમ તો કુર્આનની સૂરઃઓના નામના સંદર્ભે એ જ્ઞાત રહે કે આ નામો સામાન્ય રીતે તે સૂરઃઓના વિષય-વસ્તુને વ્યક્ત કરતા નથી, બલ્કે આ નામો માત્ર સાંકેતિક રૂપે રાખવામાં આવ્યા છે.

આરંભમાં જ મૌલાના સૈયદ અબુલઆ'લા મૌદૂદીએ 'તફ્હીમુલ્-કુર્આન'માં લખેલ પ્રસ્તાવનાનું ગુજરાતી ભાષાંતર પણ સામેલ કરવામાં આવેલ છે. તેનાથી વાચક કુર્આન-વાંચન વખતે અધ્યયનનો હેતુ અને તે અંગે ધ્યાનમાં રાખવાની જરૂરી બાબતોથી વાકેફ થવા સાથે અને દિવ્ય-ગ્રંથ કુર્આનના સંદેશને સમજવા અને તેને ગ્રહણ કરવા માનસિક રીતે તૈયાર થઈ શકશે.

'દિવ્ય કુર્આન'ના અનુવાદના પુનરવલોકન અને પ્રુફ રીડિંગમાં દરેક તબક્કે પૂરતી કાળજી અને ચોકસાઇ રાખવામાં આવી છે, તેમ છતાં ભાષાંતર કે કે પ્રૂફ કે મુદ્રણમાં કોઈ ભૂલ વાચકોની નજરમાં આવે તો તેનું ધ્યાન દોરવા સહૃદય નિવેદન છે, જેથી પછીના સંસ્કરણમાં તેને સુધારી શકાય.

સૃષ્ટિના માલિક અને પાલનહાર, અલ્લાહનો ખૂબ અંતઃકરણપૂર્વક આભાર કે તેણે આ ભારે અને મહત્ત્વની જવાબદારીને અદા કરવાની પ્રેરણા આપી, શક્તિ પ્રદાન કરી, તેની જ સહાયતાથી અને તેની કૃપાથી જ આ કામ પૂર્ણતાએ પહોંચ્યું છે. આ સંદર્ભે રહી ગયેલ મનુષ્ય-સહજ નાની-મોટી ભૂલો-ત્રુટિઓને અલ્લાહ તેની કૃપા અને દયાથી ક્ષમા કરે, નિઃશંક તે ક્ષમાશીલ અને દયા કરવાવાળો છે અને આ કામમાં સહયોગી તમામ લોકોના નાના-મોટાં પ્રયાસોને કબૂલ કરે. આ કામ પાછળ પ્રેરણારૂપ તેની જ પ્રસન્નતા હતી, જે તેનાથી અપેક્ષિત છે. ●



# પ્રસ્તાવના

'પ્રસ્તાવના' શબ્દ જોઈને કોઈને એવી ગેરસમજ ન થવી જોઈએ કે હું કુર્આનની પ્રસ્તાવના લખી રહ્યો છું. આ કુર્આનની નહીં પણ 'તફહીમુલ કુર્આન'ની (કુર્આન-બોધ)ની પ્રસ્તાવના છે અને તેના લખવા પાછળ મારા બે ઉદ્દેશ્યો છે :

પ્રથમ એ કે, કુર્આનનો અભ્યાસ શરૂ કરતાં પહેલાં એક સામાન્ય વાચક તે વાતોને સારી રીતે જાણી લે જે આરંભમાં જ સમજી લેવાથી કુર્આનને સમજવાનો માર્ગ સરળ બની જાય છે. નહિં તો આ બાબતો અભ્યાસ દરમ્યાન વારંવાર ખૂંચતી રહે છે અને ક્યારેક તે ન સમજવાને કારણે કોઈ વ્યક્તિ વર્ષો સુધી કુર્આનના શબ્દોના અર્થની સપાટી ઉપર જ ફર્યા કરે છે અને તેના ઊંડાણમાં જવાનો માર્ગ તેને મળતો નથી.

બીજો એ કે, તે પ્રશ્નોના ઉત્તર પહેલાથી જ આપી દેવામાં આવે, જે કુર્આનને સમજવાના પ્રયાસમાં સામાન્ય રીતે લોકોના મનમાં ઊભા થાય છે. હું આ પ્રસ્તાવનામાં માત્ર તે જ પ્રશ્નોના ઉત્તર આપીશ, જે સ્વયં મારા મનમાં પ્રથમ ઉદ્ભવ્યા હતા કે પછી પાછળથી મારા સામે ઉપસ્થિત થયા. તે સિવાય કેટલાક અન્ય પ્રશ્નો પણ ઉત્તર આપવા બાકી રહી ગયા હોય, તો માહિતગાર કરવામાં આવે, જેથી આગામી સંસ્કરણ વખતે કે અન્ય કોઈ રીતે, જો અલ્લાહે ચાહ્યું તો સામેલ કરી દેવામાં આવશે.

## કુર્આનની વર્ણન-શૈલી અને અભિવ્યક્તિ :

સામાન્ય રીતે આપણે જે પુસ્તકો વાંચવા ટેવાયેલા છીએ, તેમાં એક નિર્ધારિત વિષય ઉપર સંબંધિત માહિતીઓ, વિચારો અને દલીલો એક વિશેષ ક્રમના સાથે લખી દેવામાં આવે છે. તેના કારણે કોઈ એવો વ્યક્તિ, જે કુર્આનથી હજુ સુધી અપરિચિત રહ્યો છે, પ્રથમવાર એના અભ્યાસનો ઇરાદો કરે છે, તો તે એ અપેક્ષા સાથે આગળ વધે છે કે 'પુસ્તક' હોવાની હેસિયતે તેમાં પણ સામાન્ય પુસ્તકોની જેમ પહેલાં વિષયનું નિર્ધારણ હશે, પછી મૂળ વિષયોને ભાગો તથા પ્રકરણોમાં વહેંચીને ક્રમવાર એક-એક પાસા ઉપર ચર્ચા કરવામાં આવશે અને આ જ રીતે જીવનના એક-એક પાસાને પણ અલગ-અલગ લઈને તેના વિષે આદેશો અને નિર્દેશો લખ્યા હશે. પરંતુ જ્યારે તે આ ગ્રંથ ખોલીને અભ્યાસ શરૂ કરે છે, તો અહીં તેને પોતાની અપેક્ષાથી તદ્દન વિપરીત એક જુદી જ વર્ણનશૈલી જોવા મળે છે, જેનાથી તે હજુ સુધી તદ્દન અપરિચિત હતો. અહીં તે જુએ છે કે આસ્થાથી સંબંધિત બાબતો, નૈતિક આદેશો, શરઇ હુકમો (ધર્મ-વિધાન સંબંધે આદેશો), સંદેશ, ઉપદેશ, બોધપાઠ, આલોચના, ઠપકો, ચેતવણીઓ, શુભ-સૂચના, સાંત્વના, દલીલો, સાક્ષીઓ, ઐતિહાસિક ઘટનાઓ અને સૃષ્ટિમાં ફેલાયેલ

નિશાનીઓ તરફ સંકેત, વારંવાર એક-બીજા પછી આવી રહ્યા છે. એક જ વિષય જુદી-જુદી રીતે, વિભિન્ન શબ્દોમાં પુનરાવર્તન કરવામાં આવી રહ્યો છે. એક વિષય પછી બીજો, બીજા પછી ત્રીજો એકાએક શરૂ થઈ જાય છે, બલ્કે એક વિષયના વચ્ચે બીજો વિષય એકાએક આવી જાય છે, સંબોધિત કરનાર અને તે જેને સંબોધન કરવામાં આવે છે, વારંવાર બદલાય છે અને સંબોધનનું રુખ થોડી-થોડીવારે વિવિધ દિશાઓમાં ફરે છે, ભાગો તથા પ્રકરણોની વહેંચણીમાં કોઈ પ્રકારનું વિભાજન નથી. ઇતિહાસ છે તો ઇતિહાસની શૈલીમાં નથી, તત્ત્વજ્ઞાન અને અધ્યાત્મશાસ્ત્ર (Metaphysics)છે તો તર્ક અને દર્શનશાસ્ત્રની ભાષામાં નથી, મનુષ્ય અને ભૌતિક જગતનો ઉલ્લેખ છે તો ભૌતિક વિજ્ઞાનની પદ્ધતિ પ્રમાણે નથી; સભ્યતા અને સંસ્કૃતિ, રાજકારણ, આર્થિક અને સામાજિક વાતો છે તો સમાજ વિજ્ઞાનની રીત પ્રમાણે નથી, કાનૂન અને તેના હુકમોનું વર્ણન છે તો કાયદાશાસ્ત્રીઓની રીતથી તદ્દન અલગ; નૈતિકતાનું શિક્ષણ છે તો નીતિશાસ્ત્રને લગતા સમગ્ર સાહિત્યથી તેની શૈલી ભિન્ન – આ બધું પુસ્તક વિષેની પોતાની અગાઉની કલ્પનાઓથી વિપરીત જોઈને વ્યક્તિ પરેશાન થઈ જાય છે અને તેને એવું લાગે છે કે જાણે આ એક અક્રમબદ્ધ, અસંબદ્ધ અને વિખરાયેલી વાણી છે જે આરંભથી લઈને અંત સુધી અસંખ્ય નાના-મોટા અસંગત વિષયો પર આધારિત છે, પણ તે ક્રમવાર વાક્યો રૂપે લખી દેવામાં આવેલ છે. વિરોધી દષ્ટિકોણથી જોવાવાળો તેના ઉપર જાત-જાતના વાંધાઓ અને સંદેહોની બુનિયાદ ઊભી કરી લે છે અને હિમાયતી દષ્ટિકોણ રાખનાર કયારેક અર્થથી આંખમિચામણાં કરીને સંદેહોથી બચવાનો પ્રયાસ કરે છે. કયારેક આ પ્રત્યક્ષ અસંગતતાના કેટલાક કારણો બતાવીને પોતાના મનને મનાવી લે છે. ક્યારેક કૃત્રિમ રીતે તેની સંગતતા શોધીને વિચિત્ર પરિણામો તારવે છે અને કયારેક 'નાના-નાના અંશ' જેવા સિદ્ધાંતોનો સ્વીકાર કરી લે છે, જેના કારણે દરેક આયત તેના સંદર્ભથી અલગ થઈને એવા-એવા અર્થોનો યોગ બની જાય છે જે કહેનારના અભિપ્રાયથી વિપરીત હોય છે.

વળી એક પુસ્તકને સારી રીતે સમજવા માટે એ જરૂરી છે કે વાચકને તેનો વિષય ખબર હોય, તેનો ઉદ્દેશ્ય અને ધ્યેય તથા કેન્દ્રીય વિષયવસ્તુનું જ્ઞાન હોય, તેની વર્ણન-શૈલીની જાણકારી હોય, તેની પારિભાષિક ભાષા અને તેના વિચાર વ્યક્ત કરવાની ખાસ રીતની તેને જાણકારી હોય અને તેના વર્ણનો પોતાના સ્પષ્ટ વાક્યોના પાછળ જે પરિસ્થિતિ અને મામલાઓથી સંબંધ રાખતા હોય, તે પણ દષ્ટિની સામે રહે. સામાન્ય રીતે જે પુસ્તકો આપણે વાંચીએ છીએ તેમાં આ વસ્તુઓ સહેલાઈથી મળી જાય છે તેથી તેના વિષયોના ઊંડાણ સુધી પહોંચવામાં આપણને બહુ મુશ્કેલી નથી પડતી, પણ કુર્આનમાં આ વસ્તુઓ એવી રીતે નથી મળતી જેવી રીતે બીજા પુસ્તકોમાં તેને મેળવી લેવા આપણે ટેવાયેલાં છીએ. તેથી એક સામાન્ય



વાચક જેવી મનોવૃત્તિ સાથે આપણામાંનો કોઈ વ્યક્તિ જ્યારે કુર્આનનો અભ્યાસ શરૂ કરે છે ત્યારે તેને આ ગ્રંથના વિષય, ઉદ્દેશ્ય અને કેન્દ્રીય વિષયવસ્તુઓ જોવા મળતા મળતા, તેની વર્ણનશૈલી અને વાક્યરચના પણ તેને કંઈક અંશે અપરિચિત લાગે છે અને ઘણે ઠેકાણે એના વાક્યોની પશ્ચાદ્‌ભૂમિ પણ તેની નજરોથી ઓઝલ રહે છે. પરિણામે વિવિધ આયતોમાં તત્ત્વદર્શિતાના જે મોતીઓ વિખરાયેલાં હોય છે, તેનાથી થોડે-ઘણે અંશે લાભાન્વિત થવા છતાં તે અલ્લાહની વાણી (ઈશ-વાણી)નું હાર્દ સમજવાથી વંચિત રહી જાય છે અને આ ગ્રંથનું પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવાના બદલે તેને માત્ર તેના કેટલાક છૂટાછવાયા લાભોથી જ સંતોષ માનવો પડે છે. મોટા ભાગના લોકો જેઓ કુર્આનનો અભ્યાસ કરીને સંદેહોના ભોગ બની જાય છે, તેમના મુંઝવણમાં મૂકાવાનું કારણ એ પણ છે કે કુર્આનને સમજવા માટેની આ આવશ્યક પ્રાથમિક જરૂરી વાતોથી અનભિજ્ઞ રહીને જ્યારે તેઓ તેનો અભ્યાસ શરૂ કરે છે, તો તેના પાનાંઓ ઉપર વિભિન્ન વિષયો વિખરાયેલાં જોવા મળે છે, મોટા ભાગની આયતોનો અર્થ તેમના ઉપર સ્પષ્ટ થતો નથી, ઘણી આયતોને જુએ છે કે તે તત્ત્વદર્શિતાના પ્રકાશથી ઝગમગે છે, પણ આયત (વાક્ય)ના સંદર્ભમાં તે તદ્દન અસંગત લાગે છે. ઘણી જગ્યાએ અર્થ-બોધ અને વર્ણન-શૈલીથી અનભિજ્ઞતા તેમને મૂળ અર્થથી દૂર હટાવીને કોઈ બીજી જ બાજુ લઈ જાય છે અને ઘણી વખતે પશ્ચાદ્‌ભૂમિનું સાચું જ્ઞાન નહીં હોવાથી ગંભીર ગેરસમજો ઊભી થઈ જાય છે.

કુર્આન કેવા પ્રકારનો ગ્રંથ છે ? તેના અવતરિત થવાનું વિવરણ અને તેના ક્રમનું રૂપ કેવું છે ? તેની ચર્ચાનો વિષય શું છે ? તેની ચર્ચાઓનો મૂળ ઉદ્દેશ્ય શું છે ? કયા કેન્દ્રીય વિષય સાથે તેના આ અસંખ્ય અને વિવિધ પ્રકારના વિષયો સંકળાયેલા છે ? તેના પોતાના વિચાર વ્યક્ત કરવાની દલીલો આપવાની રીત કેવી છે અને કેવી વર્ણનશૈલી અપનાવી છે ? આ અને આવા પ્રકારના જરૂરી પ્રશ્નો છે જેનો સીધો અને સ્પષ્ટ જવાબ વ્યક્તિને આરંભમાં જ મળી જાય તો તે ઘણાં ભયસ્થાનોથી બચી શકે છે અને તેના માટે વિચારવા-સમજવાનો અને ચિંતન-મનન કરવાનો માર્ગ ખુલી શકે છે. જે વ્યક્તિ કુર્આનમાં લેખન-ક્રમ શોધે છે અને ત્યાં તેને ન જોઈને ગ્રંથના પાનાંઓમાં ભટકવા લાગે છે, તેની આ પરેશાનીનું મૂળ કારણ એ જ છે કે તે કુર્આનના અભ્યાસની જરૂરી આરંભિક વાતોથી અનભિજ્ઞ હોય છે. તે એવું વિચારીને અભ્યાસ શરૂ કરે છે કે તે 'ધર્મના વિષય ઉપર એક પુસ્તક' વાંચી રહ્યો છે. 'ધર્મનો વિષય' અને 'પુસ્તક' વિષે તેના મગજમાં ધારણા તે જ હોય છે જે સામાન્યતઃ 'ધર્મ' અને 'પુસ્તક' વિષે લોકોના મગજમાં હોય છે. પણ જ્યારે ત્યાં તેને પોતાની ધારણાથી તદ્દન ભિન્ન એક વસ્તુ મળે છે ત્યારે તે પોતાનામાં તેના પ્રત્યે રુચિ ઉત્પન્ન નથી કરી શકતો અને વિષય હાથ નહીં લાગવાને કારણે લીટીઓમાં એ રીતે ભટકવાનું શરૂ કરી દે છે, જાણે તે એક અજનબી પ્રવાસી છે

જે કોઈ નવા શહેરની ગલીઓમાં ભૂલો પડી ગયો છે. તેને આ રીતે ભટકવાથી અને દુર્માગથી ત્યારે જ બચાવી શકાય છે, જો તેને પહેલાથી જ એ જણાવી દેવામાં આવે કે જે ગ્રંથનો તે અભ્યાસ કરવા જઈ રહ્યો છે, તે આખી દુનિયાના સાહિત્યમાં પોતાના પ્રકારનો એક માત્ર ગ્રંથ છે. તેની રચના જગતના તમામ પુસ્તકોથી તદ્દન ભિન્ન રીતે થઈ છે, પોતાના વિષય અને ક્રમની દૃષ્ટિએ પણ તે એક નિરાળી વસ્તુ છે, તેથી તમારા મગજનો તે 'પુસ્તકીય-ઢાંચો' જે અત્યાર સુધીના પુસ્તકોના વાચનથી બન્યો છે, આ ગ્રંથને સમજવામાં તમારી સહાયતા નહીં કરે, બલ્કે તેનાથી વિપરીત અવરોધરૂપ બનશે. તેને સમજવા ઇચ્છતા હોવ તો પોતાની પહેલાથી બનાવેલી પરિકલ્પનાઓને મગજમાંથી કાઢીને આની અનોખી વિશેષતાઓથી પરિચય પ્રાપ્ત કરો.

આ સંદર્ભમાં વાચકે સૌ પ્રથમ કુર્આનની વાસ્તવિકતાથી પરિચિત થવું જોઈએ. તે ચાહે તેના ઉપર ઈમાન લાવે, કે ન લાવે, પણ આ ગ્રંથને સમજવા માટે તેણે આરંભ-બિંદુના રૂપે એની એ જ વાસ્તવિકતાને માનવી પડશે જે સ્વયં આ ગ્રંથે અને એના પ્રસ્તુત-કર્તા (અર્થાત્ હઝરત મુહમ્મદ સલ્લ.એ) દર્શાવેલ છે, અને તે આ પ્રમાણે છે :

(૧) સૃષ્ટિના સ્વામીએ, જે સંપૂર્ણ સૃષ્ટિનો સર્જનહાર, માલિક અને શાસક છે, પોતાના અસીમ રાજ્યના આ ભાગમાં, જેને પૃથ્વી કહે છે, મનુષ્યને પેદા કર્યો. તેને જાણવા અને વિચારવા-સમજવાની શક્તિઓ આપી, ભલાઈ અને બૂરાઈ વચ્ચે ભેદ કરવાની યોગ્યતા આપી, પસંદગી અને નિર્ણય કરવાની સ્વતંત્રતા આપી, ચીજ-વસ્તુઓના ઉપયોગનો અધિકાર આપ્યો અને બધી રીતે એક પ્રકારની સ્વાયત્તતા (Autonomy) આપીને પૃથ્વી ઉપર તેને પોતાનો 'ખલીફા' (નાયબ, પ્રતિનિધિ) બનાવ્યો.

(૨) આ હોદ્દા ઉપર મનુષ્યને નિયુક્ત કરતી વખતે સૃષ્ટિના માલિકે સારી રીતે તેના કાન ખોલીને એ વાત તેના મગજમાં નાખી દીધી હતી કે, તમારો અને સમગ્ર વિશ્વનો માલિક, ઉપાસ્ય અને શાસક હું જ છું. મારા આ રાજ્યમાં ન તમે સ્વાધીન છો, ન કોઈ બીજાના દાસ છો અને ન મારા સિવાય કોઈ તમારી ભક્તિ, આજ્ઞાપાલન અને ઉપાસનાનો અધિકારી છે. આલોક (દુનિયા)નું આ જીવન જેમાં તમને અધિકાર આપીને મોકલવામાં આવી રહ્યા છો, વાસ્તવમાં તમારા માટે એક પરીક્ષાની મુદ્દત છે, જેના પછી તમારે મારા પાસે પાછા ફરવું પડશે અને હું તમારા કર્મોને તપાસીને ફેંસલો કરીશ કે તમારામાંથી કોણ પરીક્ષામાં સફળ રહ્યું છે અને કોણ નિષ્ફળ. તમારા માટે સાચો માર્ગ એ છે કે મને પોતાનો એક માત્ર ઉપાસ્ય અને શાસક માનો, જે માર્ગદર્શન હું મોકલું તે પ્રમાણે જગતમાં કામ કરો અને જગતને પરીક્ષા-સ્થળ સમજીને, એ સભાનતા સાથે જીવન વિતાવો કે તમારો મૂળ



ઉદ્દેશ્ય મારા અંતિમ નિર્ણયમાં સફળ થવુ હોય. આનાથી વિપરીત તમારા માટે પ્રત્યેક તે માર્ગ ખોટો છે જે આનાથી ભિન્ન હોય, જો પ્રથમ માર્ગ અપનાવશો (જેને અપનાવવા તમે સ્વતંત્ર છો) તો તમને જગતમાં શાંતિ-સંતોષ પ્રાપ્ત થશે અને જ્યારે તમે મારા પાસે પરત ફરશો તો હું તમને શાશ્વત સુખ-ચેનનું તે ઘર આપીશ, જેનું નામ 'જન્નત' (સ્વર્ગ) છે અને જો બીજા કોઈ માર્ગ ઉપર ચાલશો (જેના ઉપર ચાલવાની પણ તમને સ્વતંત્રતા પ્રાપ્ત છે) તો જગતમાં તમને બગાડ અને અશાંતિની મજા ચાખવી પડશે અને આલોકથી કૂચ કરીને પરલોક (આખિરત)માં જ્યારે જશો ત્યારે શાશ્વત દુઃખ અને કષ્ટના ખાડામાં ફેંકી દેવામાં આવશો, જેનું નામ 'દોજખ' કે 'જહન્નમ' (નર્ક) છે.

(૩) આ સમજાવ્યા પછી સૃષ્ટિના માલિકે માનવ-જાતને પૃથ્વી ઉપર જગ્યા આપી અને આ જાતિની સૌથી પ્રથમ બે વ્યક્તિઓ (આદમ અને હવ્વા)ને તે માર્ગદર્શન પણ આપી દીધું જે અનુસાર તેમને તથા તેમની સંતાનને પૃથ્વી ઉપર કામ કરવાનું હતું. આ પ્રથમ માનવ અજ્ઞાનતા અને અંધકારની સ્થિતિમાં જન્મ્યા ન હતા, પણ અલ્લાહે પૃથ્વી ઉપર તેમના જીવનનો આરંભ પૂર્ણ પ્રકાશમાં કર્યો હતો. તેઓ સત્યથી પરિચિત હતા. તેમને તેમના જીવનનો કાનૂન બતાવી દેવામાં આવ્યો હતો. તેમની જીવન જીવવાની પદ્ધતિ અલ્લાહનું આજ્ઞાપાલન (અર્થાત્ ઇસ્લામ) હતી અને તેઓ પોતાની સંતાનને આ જ વાત શીખવીને ગયા કે તેઓ અલ્લાહના આજ્ઞાંકિત (મુસ્લિમ) બનીને રહે. પરંતુ પછીની સદીઓમાં ધીમે-ધીમે મનુષ્ય તે સાચી જીવન-વ્યવસ્થાથી ચલિત થઈને વિભિન્ન પ્રકારના ખોટા માર્ગ તરફ વળી ગયો. તેમણે બેદરકારીથી તેને ખોઈ પણ નાખી અને દુષ્ટતાથી તેનું રૂપ પણ બદલી નાખ્યું. તેમણે અલ્લાહના સાથે ધરતી અને આકાશની વિવિધ માનવીય અને અમાનવીય, કાલ્પનિક અને ભૌતિક ચીજોને અલ્લાહની ભાગીદાર ઠરાવી લીધી. તેમણે અલ્લાહે આપેલ સત્ય-જ્ઞાનમાં જાત-જાતની અંધશ્રદ્ધાઓ, ધારણાઓ અને સિદ્ધાંતો ભેળવીને અસંખ્ય ધર્મો પેદા કરી લીધા. તેમણે અલ્લાહની નિર્ધારિત સંસ્કૃતિ અને સભ્યતાના સર્વથા સંતુલિત અને કલ્યાણકારી નિયમો (શરીઅત)ને છોડીને કે તેને વિકૃત કરીને પોતાની મનેચ્છાઓ અને અનુચિત પક્ષપાતોને અનુરૂપ જીવનના એવા નિયમો ઘડી લીધા જેનાથી અલ્લાહની ધરતી 'જુલ્મ' (અન્યાય અને અત્યાચાર)થી ભરાઈ ગઈ.

(૪) અલ્લાહે જે સીમિત સ્વંત્રતતા મનુષ્યને આપી હતી, તેના સાથે એ વાત અનુરૂપ ન હતી કે તે સૃષ્ટા હોવાના અધિકારનો ઉપયોગ કરીને બગડેલા મનુષ્યોને બળજબરીપૂર્વક સાચા માર્ગે વાળી દેતો અને તેણે જગતમાં કામ કરવા માટે જે મહેતલ એમના માટે અને એમની વિભિન્ન જાતિઓ માટે નક્કી કરી હતી, તેના સાથે એ વાત પણ અનુરૂપ ન હતી કે આ વિદ્રોહ ઊભો થતાંના સાથે જ તે

મનુષ્યોને વિનષ્ટ કરી દેતો. વળી જે કામ આદિકાળથી તેણે પોતાના શિરે લીધું હતું કે મનુષ્યની સ્વતંત્રતાને બાકી રાખીને, તેના કાર્ય-કાળમાં તેમના માર્ગદર્શનનો પ્રબંધ તે કરતો રહેશે. તે જોતાં પોતાની આ જવાબદારીને પૂરી કરવા માટે તેણે મનુષ્યોમાંથી જ એવા મનુષ્યોનો ઉપયોગ કરવાનું શરૂ કર્યું જેઓ તેના પર ઈમાન રાખનારા અને તેની ઈચ્છાનું પાલન કરનારા હતા. તેણે તેમને પોતાના પ્રતિનિધિ બનાવ્યા, પોતાના સંદેશાઓ તેમના પાસે મોકલ્યા, તેમને સત્ય-જ્ઞાન આપ્યું, તેમને સાચું જીવન-વિધાન આપ્યું અને તેમને એ કામ ઉપર નિયુક્ત કર્યા કે આદમની સંતાનને તે જ સાચા માર્ગ તરફ પરત ફરવાનું આમંત્રણ આપે, જેનાથી તેઓ દૂર થઈ ગયા હતા.

(૫) આ પયગંબરો વિવિધ જાતિઓ તથા દેશોમાં આવતા રહ્યા, હજારો વર્ષ સુધી તેમના આગમનનો ક્રમ ચાલુ રહ્યો, હજારોની સંખ્યામાં તેમને મોકલવામાં આવ્યા, તે બધાનો એક જ ધર્મ (દીન) હતો, અર્થાત્ તે જ સાચો માર્ગ, જે પ્રથમ દિવસે જ મનુષ્યને બતાવી દેવામાં આવ્યો હતો. તેઓ સૌ એક જ આદેશનું પાલન કરનારા હતા, અર્થાત્ નૈતિકતા અને સંસ્કૃતિના તે જ અનાદિકાલીન અને શાશ્વત નિયમો જે આરંભમાં જ મનુષ્ય માટે નિશ્ચિત કરી દેવામાં આવ્યા હતા અને આ સૌનું એક જ મિશન હતું, અર્થાત્ એ કે આ ધર્મ અને માર્ગદર્શન તરફ પોતાની જાતિવાળાઓને બોલાવે, પછી જે લોકો આ આમંત્રણનો સ્વીકાર કરી લે, તેમને સંગઠિત કરીને એક એવો સમૂહ બનાવે જે સ્વયં અલ્લાહના કાનૂનનો પાબંદ હોય અને દુનિયામાં ઈશ્વરીય કાનૂનની સ્થાપના અને તેના નિયમોના ઉલ્લંઘનને રોકવા માટે સંઘર્ષ કરે. પયગંબરોએ પોત-પોતાના કાળમાં પોતાના આ મિશનને સારી રીતે પાર પાડ્યું, પરંતુ હંમેશાં એવું થતું રહ્યું કે મનુષ્યોની એક મોટી સંખ્યા તો તેમના આહવાન્‌ને સ્વીકારવા તૈયાર જ ન થઈ અને જેમણે એનો સ્વીકાર કરીને આજ્ઞાંકિત (મુસ્લિમ) સમુદાયનું રૂપ ધારણ કરી લીધું, તેઓ કાળાંતરે ધીમે-ધીમે સ્વયં બગડતા ગયા, ત્યાં સુધી કે તેમાંથી કેટલાક સમૂહો ઈશ્વરીય માર્ગદર્શનને તદ્દન ભૂલી ગયા અને કેટલાકે ઈશ્વરીય-આદેશોને પોતાના સંશોધનો અને ભેળસેળથી બગાડીને મૂકી દીધા.

(૬) અંતે, સૃષ્ટિના માલિકે અરબ ભૂ-ભાગ ઉપર હઝરત મુહમ્મદ સલ્લ.ને તે જ કામ માટે મોકલ્યા, જેના માટે અગાઉના પયગંબરો આવતા રહ્યા. તેઓ જનસાધારણને પણ સંબોધિત કરતા હતા અને અગાઉના પયગંબરોના બગડેલા અનુયાયીઓને પણ. સૌને સાચા માર્ગ તરફ બોલાવવા, બધાને ફરીથી અલ્લાહનું માર્ગદર્શન પહોંચાડવું અને જેઓ આ આહવાન્ અને માર્ગદર્શનનો સ્વીકાર કરે, તેમનો એક એવો સમૂહ બનાવી દેવો તેમનું કામ હતું, જે એક તરફ સ્વયં પોતાના જીવનની વ્યવસ્થા અલ્લાહના આદેશાનુસાર સ્થાપિત કરે અને બીજી તરફ જગતની સુધારણા માટે સંઘર્ષ કરે — તે આહવાન્ અને માર્ગદર્શનનો ગ્રંથ આ કુર્આન



છે જે અલ્લાહે હઝરત મુહમ્મદ સલ્લ. ઉપર અવતરિત કર્યો.

કુર્આનની આ વાસ્તવિકતા જાણી લીધા પછી વાચકો માટે એ સમજવું સરળ બની જાય છે કે આ ગ્રંથનો વિષય શું છે ? તેનો કેન્દ્રીય વિષય શું છે ? અને તેનો ઉદ્દેશ્ય શું છે ?

**કુર્આનનું વિષય-વસ્તુ :**

કુર્આનનો વિષય 'મનુષ્ય' છે, એ દૃષ્ટિથી કે વાસ્તવમાં મનુષ્યનું હિત અને અહિત કઈ વસ્તુમાં છે તેનું તેમાં મુખ્યત્વે વર્ણન છે.

મનુષ્યએ બાહ્ય રૂપને જોઈને કે અનુમાનના આધારે જે મત બનાવી લીધો કે પછી ઇચ્છાના આધીન થઈ જવાને કારણે અલ્લાહ અને સૃષ્ટિ-વ્યવસ્થા, પોતાના અસ્તિત્વ અને પોતાના સાંસારિક જીવન વિષે જે ધારણાઓ સ્થાપિત કરી છે અને આ ધારણાઓના આધારે જ માર્ગ અપનાવી લીધો છે, તે બધા, વાસ્તવિકતાની દૃષ્ટિએ ખોટાં અને પરિણામની દૃષ્ટિએ સ્વયં મનુષ્ય માટે વિનાશકારી છે. વાસ્તવિકતા તે છે જે મનુષ્યને 'ખલીફા' (પ્રતિનિધિ) બનાવતી વખતે અલ્લાહે પોતે જ તેને બતાવી દીધી હતી અને આ વાસ્તવિકતા અનુસાર મનુષ્ય માટે તે જ માર્ગ સાચો અને સફળ છે, જેનો પાછળના પૃષ્ઠોમાં અમે 'સાચા માર્ગ'ના નામથી ઉલ્લેખ કરી ગયા છીએ.

તેનો ઉદ્દેશ્ય મનુષ્યને તે સાચા માર્ગ તરફ બોલાવવો અને અલ્લાહના તે માર્ગદર્શનને સ્પષ્ટ રૂપે પ્રસ્તુત કરવાનો છે, જેને મનુષ્ય પોતાની બેદરકારીથી ગુમ અને પોતાની દુષ્ટતાથી તેનું રૂપ વિકૃત કરતો રહ્યો છે.

આ ત્રણ પાયાની બાબતોને મગજમાં રાખીને જો કોઈ વ્યક્તિ કુર્આનને જુએ તો તેને સ્પષ્ટ દેખાશે કે આ ગ્રંથ ક્યાંય પોતાના વિષય, પોતાના ઉદ્દેશ્ય અને કેન્દ્રીય વિષયથી સહેજ પણ ચલિત થતો નથી. આરંભથી અંત સુધી તેના વિવિધ પ્રકારના વિષયો તેના કેન્દ્રીય વિષય સાથે એવી રીતે સંકળાયેલાં છે જેવી રીતે નાના-મોટા રંગબેરંગી મોતી એક હારમાં પરોવાયેલાં હોય છે. તે ધરતી અને આકાશની રચના ઉપર, મનુષ્યના સર્જન ઉપર, સૃષ્ટિની નિશાનીઓના નિરીક્ષણ ઉપર અને પુરોગામી જાતિઓની ઘટનાઓ ઉપર ચર્ચા કરે છે; વિવિધ જાતિઓની માન્યતાઓ અને ધારણાઓ, ચરિત્ર અને આચરણ ઉપર ટિપ્પણી કરે છે; અપ્રાકૃતિક મામલાઓ અને સમસ્યાઓની વ્યાખ્યા કરે છે અને બીજી ઘણી વસ્તુઓનો ઉલ્લેખ પણ કરે છે, પરંતુ એટલા માટે નહિં કે તેને ભૌતિકશાસ્ત્ર કે ઇતિહાસ કે દર્શનશાસ્ત્ર કે કોઈ અન્ય વિદ્યાકળાનું શિક્ષણ આપવું છે, બલકે એટલા માટે કે તેને વાસ્તવિકતા અંગે મનુષ્યની ગેરસમજો દૂર કરવી છે, મૂળ હકીકત લોકોના મનમાં બેસાડવી છે, સત્ય વિરોધી માર્ગની અસત્યતા અને તેના દુષ્પરિણામને સ્પષ્ટ કરવું છે અને તે માર્ગ તરફ આમંત્રણ આપવું છે જે હકીકતના

અનુસાર અને સારા પરિણામવાળો છે. આ જ કારણ છે કે તે દરેક વસ્તુનો ઉલ્લેખ માત્ર તે સીમા સુધી અને તે શૈલીમાં કરે છે જે તેના ઉદ્દેશ્ય માટે આવશ્યક છે. હંમેશા આ વિષયોનું વર્ણન આવશ્યકતાનુસાર કર્યા પછી, બિનજરૂરી વિગતોને છોડી દઈ પોતાના ઉદ્દેશ્ય અને કેન્દ્રીય વિષય તરફ પરત આવે છે અને તેનું સમગ્ર વર્ણન ખૂબ જ એકરૂપતા સાથે 'આહવાન્'ની ધરી ઉપર ફરતું રહે છે.

**પૃષ્ઠભૂમિ :**

પરંતુ કુર્આનની વર્ણન-શૈલી, તેનો ક્રમ અને તેના ઘણાખરા વિષયોને મનુષ્ય ત્યાં સુધી સારી રીતે નથી સમજી શકતો જ્યાં સુધી તે તેના અવતરણની સ્થિતિને પણ સારી રીતે ન સમજી લે.

આ કુર્આન એવો ગ્રંથ નથી કે અલ્લાહે એક જ સમયમાં તેને લખીને હઝરત મુહમ્મદ સલ્લ.ને આપી દીધો હોય અને કહી દીધું હોય કે તેને પ્રકાશિત કરીને લોકોને એક વિશેષ જીવન-પદ્ધતિ તરફ બોલાવે. તે સાથે આ એવા પ્રકારનો ગ્રંથ પણ નથી કે એમાં લેખન-શૈલી ઉપર ગ્રંથના વિષય અંગે ચર્ચા કરવામાં આવી હોય. આ જ કારણ છે કે એમાં ન લેખન-ક્રમ જોવા મળે છે અને ન પુસ્તકો જેવી શૈલી. વાસ્તવમાં આ એવો ગ્રંથ છે કે અલ્લાહે અરબસ્તાનના શહેર મક્કામાં પોતાના એક બંદાને પયગંબરી (ઈશ-દૂતત્વ)ની સેવા માટે પસંદ કર્યો અને તેને હુકમ આપ્યો કે પોતાના શહેર અને કબીલા (કુરૈશ)થી સંદેશ પહોંચાડવાનો આરંભ કરે. આ કામ શરૂ કરવા માટે આરંભમાં જે નિર્દેશોની જરૂર હતી, માત્ર તે જ આપવામાં આવ્યા અને તે મહદ્અંશે ત્રણ વિષયો ઉપર આધારિત હતા :—

એક, પયગંબરને એ વાતની શિક્ષા કે તે સ્વયં પોતાની જાતને આ મહાન કામ માટે કેવી રીતે તૈયાર કરે અને કેવી પદ્ધતિથી કામ કરે.

દ્વિતીય, હકીકત અંગેની પ્રારંભિક જાણકારીઓ અને તેના વિષે તે ગેરસમજોનું સારરૂપ ખંડન, જે આજુબાજુના લોકોમાં જોવા મળતી હતી જેના કારણે તેમનું વલણ ખોટું થતું જતું હતું.

તૃતીય, સાચા માર્ગ તરફ આહવાન્ અને ઈશ્વરીય સન્માર્ગના તે મૂળ નૈતિક સિદ્ધાંતોનું વર્ણન જેના અનુસરણમાં મનુષ્ય માટે કલ્યાણ અને સૌભાગ્ય છે.

**આરંભિક પરિસ્થિતિમાં કુર્આન :**

શરૂ-શરૂમાં આ સંદેશાઓ આહવાન્ની આરંભિક સ્થિતિને અનુરૂપ થોડા નાના-નાના સંક્ષિપ્ત વચનો ઉપર આધારિત હતા જેની ભાષા ખૂબ જ અલંકારિક, અત્યંત મધુર, અને અસરકારક અને સંબોધિત જાતિની રુચિને અનુરૂપ અત્યંત સાહિત્યિક રંગમાં હતી જેથી હૃદયોમાં આ શબ્દો તીર અને તીક્ષ્ણ હથિયારની જેમ ઉતરી જાય, કાન સ્વતઃ તેના સ્વર-માધુર્યથી આકૃષ્ટ થાય અને જબાનો તેના



સુસંતુલિત હોવાને કારણે, સહસા તેનું પુનરાવર્તન કરવા લાગે. તદુપરાંત તેમાં સ્થાનિક વાતાવરણનો પ્રભાવ પણ અધિક હતો. જો કે વર્ણન તો થઈ રહ્યું હતું વિશ્વવ્યાપી તથ્યોનું, પણ તેમના માટે દલીલો, પુરાવાઓ અને દૃષ્ટાંતો નિકટતમ્ વાતાવરણમાંથી લેવામાં આવ્યા હતા જેનાથી સંબોધિત લોકો સારી રીતે પરિચિત હતા. તેમનો જ ઇતિહાસ, તેમની જ પ્રણાલિકાઓ, તેમના જ રોજ-બ-રોજના અનુભવોમાં આવતી નિશાનીઓ અને તેમના જ વિશ્વાસ સંબંધિત દુર્ગુણો ઉપર અને નૈતિક અને સામૂહિક બૂરાઈઓ ઉપર સમગ્ર ચર્ચા થતી હતી, જેથી તેઓ તેનાથી પ્રભાવિત થઈ શકે.

આહવાન્નો આ તબક્કો આશરે ચાર-પાંચ વર્ષ સુધી ચાલતો રહ્યો અને આ તબક્કામાં નબી સલ્લ.ના પ્રચારની પ્રતિક્રિયા ત્રણ રૂપે પ્રગટ થઈ :—

(૧) કેટલાક સદાચારી લોકો આ આહવાન્નો સ્વીકાર કરીને 'મુસ્લિમ' (આજ્ઞાંકિત) સમુદાય બનવા તૈયાર થઈ ગયા.

(૨) એક મોટી સંખ્યા અજ્ઞાનતા કે સ્વાર્થવશ કે બાપ-દાદાઓના રીત-રિવાજોથી લગાવના કારણે વિરોધ કરવા તત્પર થઈ ગઈ.

(૩) મક્કા અને કુરૈશની સીમાઓમાંથી નીકળીને આ નવા સંદેશનો અવાજ અપેક્ષાનુસાર વધારે વિસ્તૃત ક્ષેત્રમાં પહોંચવા લાગ્યો.

**મક્કામાં અવતરિત સૂરઃઓ (પ્રકરણો)ની પશ્ચાદભૂમિ :**

અહીંથી તે આહવાન્નો બીજો તબક્કો શરૂ થાય છે. આ તબક્કામાં ઇસ્લામના આ આંદોલન અને પુરાણી અજ્ઞાનતા વચ્ચે એક કઠોર પ્રાણઘાતક સંઘર્ષ શરૂ થયો, જેનો ક્રમ આઠ-નવ વર્ષ સુધી ચાલતો રહ્યો. ન માત્ર મક્કામાં, ન માત્ર કુરૈશના કબીલામાં, બલ્કે અરબસ્તાનના મોટા ભાગોમાં પણ જે લોકો પુરાણી અજ્ઞાનતાને બાકી રાખવા માગતા હતા, તેઓ આ આંદોલનને બળપૂર્વક કચડી નાખવા તૈયાર થઈ ગયા. તેઓએ એને દબાવી દેવા માટે બધી ચાલબાજીઓ ચાલી લીધી, ખોટો દુષ્પ્રચાર કર્યો, આક્ષેપો, શંકાઓ અને વાંધાઓની ઝડી વરસાવી, સામાન્ય લોકોના હૃદયોમાં જાત-જાતના ભ્રમ પેદા કર્યા, અજાણ્યા લોકોને નબી સલ્લ.ની વાત સાંભળવાથી અટકાવવાનો પ્રયાસ કર્યો, ઇસ્લામ સ્વીકાર કરનારાઓ ઉપર ખૂબ પાશવી અત્યાચારો કર્યા, તેમનો આર્થિક અને સામાજિક બહિષ્કાર કર્યો અને તેમને એટલા તંગ કર્યા કે તેમનામાંથી ઘણાં લોકો બે વખત પોતાના ઘરબાર છોડીને હબશા (એબીસીનિયા) તરફ હિજરત કરવા વિવશ બની ગયા અને છેવટે ત્રીજી વખત તે બધાને મદીના તરફ હિજરત કરવી પડી. પરંતુ આ ઉગ્ર અને રોજ-બ-રોજ વધતા વિરોધો છતાં પણ આ આંદોલન જોર પકડતું ગયું. મક્કામાં કોઈ કુટુંબ અને કોઈ ઘર એવું ન રહ્યુ, જેના કોઈ-ને-કોઈ સભ્યએ ઇસ્લામનો સ્વીકાર ન કરી લીધો હોય. ઇસ્લામના અધિકાંશ વિરોધીઓના વિરોધ

અને શત્રુતામાં ઉગ્રતા અને કટુતા જન્મવાનું કારણ એ જ હતું કે તેમના પોતાના ભાઈ, ભત્રીજા, પુત્રો, પુત્રીઓ, બહેનો અને બનેવીઓ ઇસ્લામી સંદેશના ન માત્ર માનવાવાળા,બલ્કે પ્રાણ સુદ્ધાં ન્યોછાવર કરવાવાળા અને સમર્થક બની ગયા હતા અને તેમના પોતાના હૃદયના ટુકડાઓ જ તેમનાથી સંઘર્ષ કરવા તૈયાર હતા. પછી જે લોકો પુરાણી અજ્ઞાનતાથી તૂટી-તૂટીને આ નવ-અંકુરિત આંદોલન તરફ આવી રહ્યા હતા, તેઓ પહેલાં પણ પોતાના સમાજના સૌથી સારા લોકો સમજવામાં આવતા હતા અને આ આંદોલનમાં સામેલ થયા પછી તો એટલા સારાં, એટલા સત્યનિષ્ઠ અને એટલા સદ્ચરિત્ર માણસો બની જતા હતા કે જગત તે સંદેશની શ્રેષ્ઠતા અનુભવ્યા વગર રહી શકતું ન હતું, જે આવા લોકોને પોતાના તરફ આકર્ષિત કરી રહ્યો હતો અને તેમને આ પ્રકારના ચારિત્ર્યશીલ બનાવી રહ્યો હતો.

આ દીર્ઘકાલિન અને પ્રબળ સંઘર્ષ દરમ્યાન અલ્લાહ પ્રસંગ અને આવશ્યકતાનુસાર પોતાના પયગંબર સલ્લ. ઉપર એવા ઉત્સાહપૂર્ણ અને જોશીલા પ્રવચનો અવતરિત કરતો રહ્યો જેમાં નદી જેવો પ્રવાહ, પૂર જેવી શક્તિ અને ધગધગતી આગ જેવો પ્રભાવ હતો. તે પ્રવચનોમાં એક તરફ ઈમાનવાળાઓને તેમના આરંભિક કર્તવ્યો બતાવવામાં આવ્યા, તેમનામાં સામૂહિક ચેતના ઉત્પન્ન કરવામાં આવી, તેમને સંયમ, ચારિત્ર્યિક મહત્ત્વ અને આચરણની શુદ્ધતાનું શિક્ષણ આપવામાં આવ્યું, તેમને સત્ય-ધર્મના પ્રચારની પદ્ધતિઓ બતાવવામાં આવી, સફળતાના વાયદાઓ અને જન્નતની શુભ-સૂચનાઓથી તેમને હિંમત આપવામાં આવી; તેમને મક્કમતા, ધીરજ અને ઉત્સાહના સાથે અલ્લાહના માર્ગમાં સંઘર્ષ કરવા ઉત્તેજન આપવામાં આવ્યું અને પ્રાણ ન્યોછાવર કરવાનો એવો પ્રબળ જુસ્સો અને ઉમંગ તેમનામાં પેદા કરવામાં આવ્યો કે તેઓ દરેક કષ્ટને સહન કરવા અને વિરોધની મોટામાં મોટી આંધીનો મુકાબલો કરવા તૈયાર થઈ ગયા. બીજી બાજુ વિધર્મીઓ, સન્માર્ગથી વિમુખ થવાવાળા અને ગફલતની નિદ્રામાં પોઢેલાઓને તે જાતિઓના દુષ્પરિણામથી ડરાવવામાં આવ્યા જેનો ઇતિહાસ તેઓ પોતે સારી રીતે જાણતા હતા, તે નષ્ટ-વિનષ્ટ થઈ જવાવાળી વસ્તીઓના ચિહ્નોથી બોધ લેવાનું કહેવામાં આવ્યું, જેમના ખંડેરો ઉપરથી રાત-દિવસ પોત-પોતાના પ્રવાસોમાં તેઓ પસાર થતા હતા, તૌહીદ (એકેશ્વરવાદ) અને આખિરત (પરલોક)ની દલીલો તે સ્પષ્ટ દેખાતી નિશાનીઓથી આપવામાં આવી જે રાત-દિવસ ધરતી તથા આકાશમાં તેમની આંખો સામે મોજૂદ હતી અને જેને તેઓ પોતાના જીવનમાં પણ હંમેશાં જોતા અને અનુભવતા હતા, શિર્ક (અનેકેશ્વરવાદ), સ્વચ્છંદતાનો દાવો, આખિરતથી ઇન્કાર અને પૂર્વજોની પ્રણાલિકાઓના અનુકરણ જેવી ભૂલો એવી ખુલ્લી દલીલોથી સ્પષ્ટ કરવામાં આવી, જે હૃદયમાં બેસી જવાવાળી અને મગજમાં ઉતરી જાય તેવી હતી. વળી તેમના એક-એક ભ્રમનું નિવારણ કરવામાં આવ્યું,



એક-એક વાંધાનો ઉચિત ઉત્તર આપવામાં આવ્યો, એક-એક મૂંઝવણ, જેમાં તેઓ પોતે અટવાયેલા હતા, કે બીજા લોકોને મૂંઝવણમાં નાખવાનો પ્રયાસ કરતા હતા, દૂર કરવામાં આવી અને બધી બાજુથી ઘેરીને અજ્ઞાનતાને એટલી સખતાઈથી પકડવામાં આવી કે બુદ્ધિ અને વિવેકના ક્ષેત્રમાં તેના ટકી રહેવાની કોઈ જગ્યા બાકી ન રહી. તેના સાથે પછી તેમને અલ્લાહના પ્રકોપ, કયામત (મહાપ્રલય)ની ભયંકરતા અને જહન્નમના અઝાબ (યાતના)થી ડરાવવામાં આવ્યા, તેમના દુરાચારો, ખોટી જીવન-રીતિઓ, અજ્ઞાનતાભર્યા રિવાજો, સત્યની શત્રુતા અને અલ્લાહ પ્રતિ સમર્પિત લોકો અર્થાત્ મુસ્લિમોને કષ્ટ આપવા અંગે તેમની નિંદા કરવામાં આવી અને સંસ્કૃતિ અને સભ્યતાના તે મોટા-મોટા સિદ્ધાંતો તેમના સામે પ્રસ્તુત કરવામાં આવ્યા જેના પાયા ઉપર હંમેશાંથી અલ્લાહને પ્રિય શુદ્ધ સભ્યતાઓનું નિર્માણ થતું આવતું રહ્યું છે.

આ તબક્કો સ્વયં વિભિન્ન મંજિલો ઉપર આધારિત હતો, જેમાં પ્રત્યેક મંજિલમાં ઇસ્લામનું આહવાન્ વધુને વધુ વિસ્તૃત થતું ગયું, સંઘર્ષના સાથે-સાથે વિરોધમાં પણ તીવ્રતા આવી ગઈ, વિવિધ માન્યતાઓ, ધારણાઓ અને જુદા-જુદા પ્રકારની કાર્ય-પદ્ધતિઓ રાખનારા જૂથોનો સામનો થતો રહ્યો અને તદનુસાર જ અલ્લાહ તરફથી આવનારા સંદેશાઓમાં વિષયોની વિવિધતા વધતી ગઈ — આ છે મક્કામાં અવતરિત કુર્આનની સૂરઃઓની પશ્ચાદ્ભૂમિ.

**મદીનામાં અવતરિત સૂરઃઓની પશ્ચાદભૂમિ :—**

મક્કામાં આ આંદોલનને પોતાનું કામ કરતાં તેર વર્ષ વીતી ગયા હતા કે એકાએક મદીનામાં તેને એક એવું કેન્દ્ર મળી ગયું, જયાં તેના માટે એ સંભવ બની ગયું કે અરબસ્તાનના બધા ભાગોમાંથી પોતાના અનુયાયીઓને સમેટીને એક જ સ્થળે પોતાની શક્તિ ભેગી કરી લે. તેથી નબી સલ્લ. અને ઇસ્લામના મોટા ભાગના અનુયાયીઓ હિજરત કરીને મદીના પહોંચી ગયા. આમ આ આહવાન્ ત્રીજા તબક્કામાં દાખલ થઈ ગયું.

આ તબક્કામાં પરિસ્થિતિનું સ્વરૂપ તદ્દન બદલાઈ ગયું. મુસ્લિમ સમુદાય વિધિવત રૂપે એક રાજ્યનો પાયો નાખવામાં સફળ થઈ ગયો. પુરાણી અજ્ઞાનતાના ધ્વજવાહકોથી સશસ્ત્ર મુકાબલો શરૂ થયો, અગાઉના પયગંબરોની ઉમ્મતો (યહૂદીઓ તથા ઈસાઈઓ)નો પણ સામનો કરવો પડ્યો. સ્વયં મુસ્લિમ સમુદાયની આંતરિક વ્યવસ્થામાં વિભિન્ન પ્રકારના દંભી-કપટાચારી (મુનાફિક) ઘૂસી આવ્યા અને તેમનાથી પણ નિપટારો કરવો પડ્યો અને દસ વર્ષના ભયંકર સંઘર્ષમાંથી પસાર થઈને અંતે આ આંદોલન સફળતાની તે મંજિલ ઉપર પહોંચ્યું કે આખું અરબસ્તાન તેના આધીન બની ગયું અને વિશ્વવ્યાપી આહવાન્ અને સુધારણાના દ્વાર તેના સામે ખુલી ગયા. આ તબક્કાની પણ વિવિધ મંજિલો હતી અને પ્રત્યેક

મંજિલમાં આ આંદોલનની વિશિષ્ટ આવશ્યકતાઓ હતી. આ આવશ્યકતાઓ અનુસાર અલ્લાહ તરફથી એવા પ્રવચનો નબી સલ્લ. ઉપર અવતરિત થતાં રહ્યા જેની શૈલી ક્યારેક જોશીલા વક્તાઓની, ક્યારેક રાજકીય આદેશોની, ક્યારેક શિખામણ આપવાની, ક્યારેક સુધારકોની સમજવા-સમજાવવાની રહેતી હતી. એમાં દર્શાવવામાં આવ્યું કે સમાજ, રાજ્ય અને શુદ્ધ સંસ્કૃતિનું નિર્માણ કેવી રીતે કરવામાં આવે, જીવનના વિવિધ ક્ષેત્રોને કયા નિયમો અને સિદ્ધાંતો ઉપર વ્યવસ્થિત કરવામાં આવે, દંભીઓ (મુનાફિકો)થી કેવો વ્યવહાર કરવામાં આવે,રાજ્યના બિન-મુસ્લિમોથી કેવું વર્તન કરવું, ગ્રંથવાળાઓ (યહૂદીઓ અને ઈસાઈઓ)થી સંબંધોનું સ્વરૂપ શું હોય, લડી રહેલા શત્રુઓ અને સંધિ કરી લેનારી જાતિઓ સાથે કેવી નીતિ અપનાવવામાં આવે અને ઈમાનવાળાઓનું આ સુસંગઠિત જૂથ દુનિયામાં અલ્લાહના પ્રતિનિધિત્વ (ખિલાફત)ના કર્તવ્યો નિભાવવા માટે સ્વયં પોતાને કેવી રીતે તૈયાર કરે. આ પ્રવચનોમાં એક તરફ મુસલમાનોને શિક્ષિત-પ્રશિક્ષિત કરવામાં આવતા હતા, તેમની નબળાઈઓ ઉપર તેમને સચેત કરવામાં આવતા હતા, તેમને અલ્લાહના માર્ગમાં જાન-માલથી સંઘર્ષ કરવા ઉત્તેજન આપવામાં આવતું હતું, તેમને વિજય અને પરાજય, સુખ-દુઃખ, સંપન્નતા અને દુર્દશા, શાંતિ અને ભય, તાત્પર્ય એ કે દરેક પરિસ્થિતિમાં અનુકૂળ નૈતિકતા અને સદાચારનો પાઠ ભણાવવામાં આવતો હતો અને એ રીતે તેમને તૈયાર કરવામાં આવતા હતા કે તેઓ નબી સલ્લ. પછી આપના ઉત્તરાધિકારી બનીને આહવાન્ અને સુધારણાના આ કામને પૂરૂં કરી શકે. બીજી બાજુ તે લોકોને જેઓ ઈમાનવાળા ન હતા — ગ્રંથવાળાઓ, મુનાફિકો (દંભીઓ), અધર્મીઓ, અનેકેશ્વરવાદીઓ (મુશ્રિકો) એમ બધાને જુદી-જુદી પરિસ્થિતિ અનુસાર સમજાવવા, નમ્રતાપૂર્વક ઈસ્લામ તરફ આમંત્રણ આપવા, કઠોરતાથી નિંદા કરવા અને ઉપદેશ આપવા, અલ્લાહના અઝાબ (યાતના)થી ડરાવવા અને બોધપ્રદ ઘટનાઓ અને સ્થિતિઓથી શિખામણ આપવાનો પ્રયાસ કરવામાં આવતો હતો, જેથી દરેક પાસાથી સ્પષ્ટ થઈને વાત તેમના સામે આવી જાય.

આ છે કુર્આનની તે સૂરઃઓની પશ્ચાદ્ભૂમિ જે મદીનામાં અવતરિત થઈ છે.

**કુર્આનની પોતાની વિશિષ્ટ શૈલીની સાર્થકતા :—**

ઉપરોક્ત વર્ણનથી એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે કુર્આન એક આહવાન્ સાથે અવતરિત થવાનું શરૂ થયું અને તે આહવાન્ પોતાના આંરભથી અંત સુધી ૨૩ વર્ષની મુદ્દતમાં જે-જે તબક્કાઓ અને મંજિલોમાંથી પસાર થતું રહ્યું, તેની વિવિધ આવશ્યકતાઓ અનુસાર કુર્આનના વિવિધ ભાગો અવતરિત થતા રહ્યા. સ્પષ્ટ છે કે આવા ગ્રંથમાં તે લેખકીય-ક્રમ નથી હોઈ શકતો જે ડૉક્ટરેટની પદવી લેવા માટે કોઈ શોધ-નિબંધમાં અપનાવવામાં આવે છે. વળી આ આહવાન્‌ના પ્રસારના



સાથે સાથે કુર્આનના જે નાના અને મોટા ભાગો અવતરિત થયા, તે પણ લેખોના રૂપે પ્રકાશિત કરવામાં આવતા ન હતા, બલ્કે પ્રવચનોના રૂપમાં તેનું વર્ણન કરવામાં આવતું અને તે જ રૂપમાં પ્રસારિત થતા હતા. આથી તેમની શૈલી પણ લેખ જેવી ન હતી, બલ્કે પ્રવચન-શૈલી હતી. વળી આ પ્રવચનો પણ કોઈ પ્રાધ્યાપકના વ્યાખ્યાનો જેવા નહીં, બલ્કે એક આવાહકના પ્રવચનો જેવા હતા, જેને મન-મસ્તિષ્ક, બુદ્ધિ અને ભાવના, પ્રત્યેકથી અપીલ કરવાનું હોય છે, જેને દરેક પ્રકારની મનોવૃત્તિઓ ધરાવતા લોકોનો સામનો કરવો પડે છે, જેને પોતાના સંદેશના પ્રસાર અને પ્રચાર અને વ્યવહારૂ આંદોલનના સંદર્ભમાં વિભિન્ન પ્રકારની અસંખ્ય પરિસ્થિતિઓમાં કામ કરવાનું હોય છે, યથા-સંભવ રીતે પોતાની વાત હૃદયોમાં ઉતારવી, વિચારોની દુનિયા બદલવી, ભાવનાઓને પ્રજ્વલિત કરવી, વિરોધીઓનું જોર તોડવું, સાથીઓની સુધારણા કરવી અને તેમને પ્રશિક્ષિત કરવા તથા તેમનામાં ઉત્સાહ ભરવો અને નિર્ધારનો જુસ્સો રેડવો; દુશ્મનોને દોસ્ત, અને ઇન્કાર કરનારાઓને સ્વીકાર કરનારા બનાવવા, વિરોધીઓના તર્કોનો તોડ કરવો, તેમની નૈતિક શક્તિનું ઉન્મૂલન કરવું, તાત્પર્ય એ કે તેને તે સમ-વિષમ સંજોગોનો સામનો અને સંઘર્ષ કરવો પડે છે. આથી અલ્લાહે આ કામના સંબંધે પોતાના પયગંબર ઉપર જે પ્રવચનો અવતરિત કર્યા તેમની શૈલી તે જ હતી જે એક આવાહક માટે ઉપયુક્ત હોય છે, તેમાં કૉલેજના વ્યાખ્યાનો જેવી શૈલી શોધવી સાચું નથી.

**વિષયોના પુનરાવર્તનનું ઔચિત્ય :—**

અહીંથી એ વાત પણ સારી રીતે સમજમાં આવી શકે છે કે કુર્આનમાં વિષયોનું આટલી હદે પુનરાવર્તન શા માટે છે? એક આંદોલન અને તેના પ્રસારનો સ્વાભાવિક તકાદો એ છે કે તે જે સમયે જે તબક્કામાં હોય, તેમાં તે જ વાતો કહેવામાં આવે જે તે તબક્કા સાથે સંબંધ ધરાવતી હોય અને જ્યાં સુધી આંદોલન એક તબક્કામાં હોય, પછીના તબક્કાઓની વાત શરૂ કરવામાં ન આવે, બલ્કે તે જ તબક્કાની વાતોનું પુનરાવર્તન કરવામાં આવતું રહે, ભલે તેમાં થોડા મહિના લાગે કે કેટલાય વર્ષો લાગી જાય. પછી જો એક જ પ્રકારનું પુનરાવર્તન એક જ શૈલી અને એક જ પદ્ધતિથી કરવામાં આવે તો કાન તેને વારંવાર સાંભળીને થાકી જાય છે અને મન અકળાવા લાગે છે, તેથી એ પણ જરૂરી છે કે દરેક મામલામાં જે વાત વારંવાર કહેવાની હોય, તેને દરેક વખતે નવા શબ્દો, નવી શૈલી અને નવા રૂપ-રંગથી કહેવામાં આવે, જેથી સુંદર રીતે તે હૃદયોમાં બેસી જાય અને આંદોલનની પ્રત્યેક મંજિલ સારી રીતે દૃઢ બનતી જાય. તે સાથે એ પણ જરૂરી છે કે આહવાન્‌નો આધાર જે વિશ્વાસો અને સિદ્ધાંતો ઉપર હોય, તેને પ્રથમ ડગથી અંતિમ મંજિલ સુધી કોઈ પણ સમયે અને કોઈ પણ સ્થિતિમાં આંખોથી ઓઝલ થવા દેવામાં ન આવે, બલ્કે તેનું પુનરાવર્તન આહવાન્‌ના દરેક તબક્કામાં થતું રહે. આ જ કારણ

છે કે ઇસ્લામી આંદોલનના એક તબક્કામાં કુર્આનની જેટલી સૂરઃઓ (અધ્યાયો) ઉતરી છે, તે બધામાં સામાન્યતઃ એક જ જેવા વિષયો શબ્દો અને વર્ણન-શૈલીઓ બદલી-બદલીને આવ્યા છે, પરંતુ તૌહીદ (એકેશ્વરવાદ), અલ્લાહના ગુણો, આખિરત (પરલોક) અને તેની પૂછપરછ, જઝા અને સજા (પુરસ્કાર અને દંડ), રિસાલત (ઈશદૂતત્વ), આકાશી ગ્રંથ ઉપર ઈમાન, સંયમ, સબ્ર (ધૈર્ય), અલ્લાહ ઉપર ભરોસો અને આ જ પ્રકારના અન્ય મૌલિક વિષયોનું પુનરાવર્તન સમગ્ર કુર્આનમાં જોવા મળે છે, કેમ કે આ આંદોલનના કોઈ તબક્કામાં પણ તેનાથી દુર્લક્ષ કરી શકાય તેમ ન હતું. આ મૌલિક ધારણાઓ જો સહેજ પણ નબળી થઈ જાય તો ઇસ્લામનું આ આંદોલન તેની મૂળ આત્મા સાથે આગળ ધપી શકતું ન હતું.

**કુર્આનનું સંકલન અવતરણ-ક્રમ અનુસાર ન હોવાનું કારણ :—**

જો વિચાર કરવામાં આવે તો આ જ વાતથી તે પ્રશ્નનો પણ ઉકેલ આવી જાય છે કે પયગંબર હઝરત મુહમ્મદ સલ્લ.એ કુર્આનને તે જ ક્રમના સાથે કેમ સંપાદિત ન કરી દીધું જેના સાથે તે અવતરિત થયું હતું ?

ઉપર તમને માહિતિ મળી ગઈ છે કે ૨૩ વર્ષ સુધી કુર્આનનું અવતરણ તે જ ક્રમથી થતું રહ્યું જે ક્રમથી આંદોલનનો પ્રારંભ અને તેનો પ્રસાર થયો. હવે એ સ્પષ્ટ છે કે આંદોલનના પૂર્ણ થઈ ગયા પછી આ અવતરિત અંશો માટે તે ક્રમ કોઈ પણ રીતે યોગ્ય રહી શકતો ન હતો જે માત્ર સંદેશ-પ્રસાર સાથે જ અનુકૂળ હતો. હવે તો તેના માટે એક બીજો જ ક્રમ આવશ્યક હતો, જે આંદોલનની પૂર્ણતા પછીની પરિસ્થિતિઓ માટે વધુ ઉપયુક્ત હોય, કેમ કે આરંભમાં તે લોકોને સંબોધિત કરવામાં આવ્યા હતા જેઓ ઇસ્લામથી તદન અનભિજ્ઞ હતા, તેથી તે વખતે તદન આરંભથી શિક્ષા-ઉપદેશ આપવાનું શરૂ કરવામાં આવ્યું. પરંતુ આંદોલન પૂર્ણ થઈ ગયા પછી હવે તેના પ્રથમ સંબોધિત પક્ષના તે લોકો બની ગયા, જેઓ તેના ઉપર ઈમાન લાવીને એક 'ઉમ્મત' (સમુદાય) બની ગયા હતા અને તે કાર્યને ચાલુ રાખવા માટે જવાબદાર ઠર્યા હતા જે પયગંબરે વિચાર અને વ્યવહાર બંને રીતે પૂર્ણ કરીને તેમને સુપ્રત કર્યું હતું. હવે નિશ્ચિત રૂપે પ્રથમ બાબત એ બની ગઈ કે પહેલાં આ લોકો સ્વયં પોતાના કર્તવ્યોથી, પોતાના જીવન-સિદ્ધાંતોથી અને તે બગાડથી જે અગાઉના પયગંબરોના અનુયાયીઓમાં પેદા થતો રહ્યો છે, સારી રીતે પરિચિત થઈ જાય, પછી ઇસ્લામથી અપરિચિત જગત સામે અલ્લાહનો સન્માર્ગ સ્પષ્ટ કરવા આગળ વધે.

તદુપરાંત કુર્આન જે પ્રકારનો ગ્રંથ છે, તે જો માણસ સારી રીતે સમજી લે તો તેના સામે સ્વયં એ વાસ્તવિકતા પ્રગટ થઈ જશે કે એક જ પ્રકારના વિષયોનું એક જ જગ્યાએ એકત્ર કરવું, આ ગ્રંથની પ્રકૃતિથી જ સંબંધિત નથી. આ ગ્રંથની પ્રકૃતિનો તકાદો તો એ જ છે કે તેના વાચક સામે આંદોલનના મદીના-કાળના



તબક્કાની વાતો મક્કા-કાળના તબક્કાના શિક્ષણમાં અને મક્કા-કાળના તબક્કાની વાતો મદીના-કાળના તબક્કાના પ્રવચનોમાં અને આરંભિક કાળની શિક્ષાઓ અંતના ઉપદેશોના વચ્ચે અને અંતિમ કાળના આદેશો આરંભિક કાળની શિક્ષાઓના સાથે વારંવાર આવતા રહે, જેથી ઇસ્લામનુ પૂર્ણ દૃષ્ય અને સર્વવ્યાપી રૂપ તેની દૃષ્ટિમાં રહે અને કોઈ પણ સમયે તે એકપક્ષીય ન બની રહે.

વળી જો કુર્આનને તેના અવતરણ-ક્રમ અનુસાર સંપાદિત કરવામાં આવ્યું હોત તો તે ક્રમ પછીના લોકો માટે માત્ર તે જ સ્થિતિમાં સાર્થક બની શકતો હતો, જ્યારે કે કુર્આનના સાથે તેના અવતરણનો સમગ્ર ઇતિહાસ અને તેના એક-એક ભાગના સાથે તેના અવતરણનું વિવરણ અને કારણ પણ લખીને લગાવી દેવામાં આવતા અને તે અનિવાર્ય રૂપે કુર્આનનું એક પરિશિષ્ટ બનીને રહી ગયું હોત. આ બાબત તે ઉદ્દેશ્યના વિરૂદ્ધ હતી જેના માટે અલ્લાહે પોતાની વાણીનો આ સંગ્રહ સંપાદિત અને સુરક્ષિત કરાવ્યો હતો. ત્યાં તો આ વસ્તુ સામે હતી કે અલ્લાહની વિશુદ્ધ વાણી કોઈ બીજી વાણીની ભેળસેળ કે મિશ્રણ વગર પોતાના સંક્ષિપ્ત રૂપે સંકલિત થાય, જેને બાળકો, યુવાનો, વૃદ્ધો, સ્ત્રીઓ, પુરુષો, શહેરીજનો, ગ્રામવાસીઓ, જન-સાધારણ, વિદ્વાનો બધાં વાંચે; દરેક યુગમાં અને દરેક સ્થળે, દરેક સ્થિતિમાં વાંચે તથા બુદ્ધિ અને વિવેકના પ્રત્યેક સ્તરની વ્યક્તિ ઓછામાં ઓછી એ વાત અવશ્ય જાણી લે કે તેનો સ્વામી—પ્રભુ તેનાથી શું અપેક્ષા રાખે છે અને શું નથી રાખતો. સ્પષ્ટ છે કે જો ઈશ-વાણીના આ સંકલન સાથે લાંબો-પહોળો ઇતિહાસ પણ લાગેલો હોત અને તેને વાંચવું પણ અનિવાર્ય કરી દેવામાં આવ્યું હોત, તો આ ઉદ્દેશ્ય વિલુપ્ત થઈ જતો.

સાચું તો એ છે કે કુર્આનના વર્તમાન ક્રમ ઉપર જે લોકો વાંધો ઉઠાવે છે, તેઓ તેના ધ્યેય અને ઉદ્દેશ્યથી ન કેવળ અનભિજ્ઞ છે, બલ્કે કેટલાક એ ભ્રમમાં ગ્રસ્ત હોય છે કે આ ગ્રંથ માત્ર ઇતિહાસ, દર્શન અને સામાજિક વિજ્ઞાનના અભ્યાસુઓ માટે જ અવતરિત થયો છે.

કુર્આનમાં વર્ણિત વિષય-વસ્તુના ક્રમ-સ્થાપન વિષે એ વાત પણ વાચકોએ જાણી લેવી જોઈએ કે આ ક્રમ પછીના લોકોએ બનાવેલ નથી, બલ્કે સ્વયં અલ્લાહના આદેશાનુસાર પયગંબર (સલ્લ.)એ જ કુર્આનને આ રૂપમાં સંકલિત કર્યું હતું. નિયમ એ હતો કે જ્યારે કોઈ સૂરઃ અવતરિત થતી તો આપ સલ્લ. તે જ સમયે પોતાના કાતિબો (લહિયાઓ)માંથી કોઈને બોલાવતા અને તેને બરાબર લખાવ્યા પછી સૂચના આપી દેતા કે આ સૂરઃ ફલાણી સૂરઃ પછી અને ફલાણી સૂરઃથી પહેલાં મૂકવામાં આવે. એ જ રીતે જો કુર્આનનો કોઈ એવો ભાગ અવતરિત થતો જેને સ્થાઈ સૂરઃ બનાવવાનું દૃષ્ટિબિંદુ ન હોતું તો, પયગંબર (સલ્લ.) સૂચના આપી દેતા હતા કે તેને ફલાણી સૂરઃમાં ફલાણી જગ્યાએ લખી લેવામાં આવે. પછી તે જ

ક્રમથી આપ સલ્લ. પોતે પણ નમાઝમાં અને અન્ય પ્રસંગોએ કુર્આનનું પઠન કરતા અને તે જ ક્રમાનુસાર આપના સાથીઓ (રદી.) પણ તેને યાદ કરતા હતા. તેથી આ એક પ્રમાણિત ઐતિહાસિક તથ્ય છે કે કુર્આનેમજીદનું અવતરણ જે દિવસે પૂર્ણ થયું, તે જ દિવસે તેનું ક્રમ-સ્થાપન પણ થઈ ગયું. જે તેને અવતરિત કરી રહ્યો હતો તે જ તેને સંકલિત પણ કરી રહ્યો હતો. જે વ્યક્તિ ઉપર તે અવતરિત કરવામાં આવ્યું, તેના હસ્તે જ તેને સંકલિત પણ કરી દેવામાં આવ્યું. કોઈ બીજો તેની ક્ષમતા ધરાવતો ન હતો કે તેમાં હસ્તક્ષેપ કરતો.

**કુર્આનની સુરક્ષા :—**

મુસલમાનો ઉપર નમાઝ તો આરંભથી જ ફર્ઝ (અનિવાર્ય) હતી અને કુર્આનનું પઠન નમાઝનું એક આવશ્યક અંગ સમજવામાં આવ્યું હતું, તેથી કુર્આનના અવતરણના સાથે જ મુસલમાનોમાં કુર્આન કંઠસ્થ કરવાની પરંપરા શરૂ થઈ ગઈ અને જેમ-જેમ કુર્આન અવતરિત થતું ગયું, મુસલમાનો તેને યાદ પણ કરતા ગયા. આ રીતે કુર્આનની સુરક્ષા ખજૂરના તે પાંદડાઓ, અને હાડકાં અને ચર્મપત્રના તે ટૂકડાઓ ઉપર જ નિર્ભર ન હતી જેના ઉપર પયગંબર (સલ્લ.) પોતાના કાતિબો (કુર્આન લખનારાઓ) પાસે તેને લખાવ્યા કરતા હતા, બલ્કે તેના અવતરણના સાથે જ પહેલાં થોડાંક, પછી સેંકડો, પછી હજારો, પછી લાખો હૃદય-પટલો ઉપર અંકિત થઈ જતું હતું અને કોઈ શેતાન માટે એ સંભવ રહેતું ન હતું કે તેમાં એક શબ્દની પણ હેર-ફેર કરી શકે.

પયગંબર (સલ્લ.)ના અવસાન પછી જ્યારે અરબસ્તાનમાં ધર્મ-વિમુખતા (ઇરતિદાદ)નું તોફાન ઉઠ્યું અને તેનો સામનો કરવા માટે સહાબા-એ-કિરામ (પયગંબરના સાથીદારો રદી.)ને ભારે ઘમાસાણના યુદ્ધો કરવા પડ્યા તો આ યુદ્ધોમાં એવા સહાબીઓની એક મોટી સંખ્યા શહીદ થઈ ગઈ, જેમને સંપૂર્ણ કુર્આન કંઠસ્થ હતું. તેનાથી પયગંબર (સલ્લ.)ના સાથી હઝરત ઉમર (રદી.)ના મનમાં વિચાર આવ્યો કે કુર્આનની સુરક્ષાના મામલામાં માત્ર એક જ સાધન ઉપર ભરોસો કરી લેવો ઉચિત નથી, બલ્કે હૃદય-પટલ ઉપર અંકિત હોવાના સાથે સાથે કાગળના પાનાંઓ ઉપર પણ તેને સુરક્ષિત કરવાનો પ્રબંધ કરી લેવો જોઈએ. આમ, આ કામની જરૂરત તેમણે હઝરત અબૂબક્ર (રદી.) સમક્ષ દર્શાવી અને વિચાર-વિમર્શ કર્યા પછી હઝરત ઝૈદ બિન સાબિત અન્સારી (રદિ.)ને, જેઓ પયગંબર (સલ્લ.)ના કાતિબ રહી ચૂક્યા હતા, આ સેવા માટે નિયુક્ત કર્યા. નિયમ એ બનાવવામાં આવ્યો કે એક બાજુ તો લખેલા તે તમામ ભાગો એકત્ર કરી લેવા જે નબી (સલ્લ.)એ પાછળ છોડેલા છે. બીજી બાજુ સહાબીઓ (રદી.)માંથી જેના-જેના પાસે કુર્આન કે તેનો કોઈ ભાગ લખેલો મળે, તે તેનાથી લઈ લેવામાં આવે. પ્રમાણભૂત નોંધોથી જ્ઞાત થાય છે કે પયગંબર (સલ્લ.)ના જીવનમાં અનેક



સહાબીઓ (રદિ.)એ કુર્આનને કે તેના વિભિન્ન ભાગોને પોતાના પાસે લખી રાખ્યા હતા. આમ, આ સંબંધમાં હઝરત ઉસ્માન, હઝરત અલી, હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ, અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ, સાલિમ મૌલા હુઝૈફા, ઝૈદ બિન સાબિત, મુઆઝ બિન જબલ, ઉબઈ બિન કઅબ અને અબૂ ઝૈદ કૈસ બિન સુક્કન (રદિ.)ના નામોનો ઉલ્લેખ મળે છે. અને પછી કુર્આનના હાફિઝોથી પણ મદદ લેવામાં આવે અને આ ત્રણેય સાધનોની સર્વસંમત સાક્ષી ઉપર, તદ્દન સાચું હોવાનો સંતોષ થયા પછી કુર્આનનો એક-એક શબ્દ ગ્રંથમાં અંકિત કરી લેવામાં આવે. આ પ્રસ્તાવ પ્રમાણે કુર્આનેમજીદની એક પ્રમાણિત પ્રત તૈયાર કરીને ઉમ્મુલ-મુમિનીન (પયગંબર સલ્લ.ના પુનિત પત્ની) હઝરત હફસા (રદી.)ના પાસે મૂકી દેવામાં આવી અને લોકોને જાહેર અનુમતિ આપી દેવામાં આવી કે જે કોઈ ઇચ્છે તેની નકલ કરે અને જે ઇચ્છે તેનાથી સરખામણી કરીને પોતાની પ્રત ઠીક-ઠાક કરી લે.

**કુર્આનના પાઠનું એકત્વ :—**

અરબસ્તાનના વિભિન્ન ક્ષેત્રો અને કબીલાઓની બોલીઓમાં પણ સામાન્ય રીતે ભેદ જોવા મળતો હતો, જેમ કે આપણા દેશમાં ગામે-ગામે બોલી અને જિલ્લા-જિલ્લાની બોલીમાં ભેદ છે, જો કે બધાની ભાષા તે જ એક હિન્દી કે ઉર્દૂ કે પંજાબી કે બંગાળી વગેરે છે. કુર્આન જો કે અવતરિત થયું હતું તે ભાષામાં, જે મક્કાના કુરૈશના લોકો બોલતા હતા, પરંતુ આરંભમાં એ બાબતની પરવાનગી આપી દેવામાં આવી હતી કે બીજા ક્ષેત્રો અને કબીલાઓના લોકો પોત-પોતાની શૈલી અને રૂઢિપ્રયોગ અનુસાર તેને પઢતા રહે, કેમ કે આ રીતે અર્થમાં કોઈ ફરક પડતો ન હતો, માત્ર શબ્દ અને વાક્ય તેમના માટે સરળ બની જતા હતા, પરંતુ ધીમે-ધીમે જ્યારે ઇસ્લામ ફેલાયો અને અરબસ્તાનના લોકોએ પોતાના રણમાંથી નીકળીને જગતના એક મોટા ભાગ ઉપર વિજય પ્રાપ્ત કરી લીધો અને બીજી જાતિઓના લોકો પણ ઇસ્લામમાં દાખલ થવા લાગ્યા અને મોટા પ્રમાણમાં આરબ અને બિન-આરબના મેળ-મેળાપથી અરબી ભાષા ઉપર પણ પ્રભાવ પડવા લાગ્યો તો એ ભય પેદા થયો કે જો હજુ પણ બીજી શૈલીઓ અને રૂઢિપ્રયોગો અનુસાર કુર્આન પઢવાની અનુમતિ ચાલુ રાખવામાં આવશે તો જાત-જાતના ઉપદ્રવો ઊભા થઈ જશે, જેમ કે એક વ્યક્તિ બીજી વ્યક્તિને અપરિચિત પદ્ધતિથી અલ્લાહની વાણીનું પઠન કરતા સાંભળશે અને એવું સમજીને તેના સાથે ઝઘડી પડશે કે તે જાણી-સમજીને અલ્લાહની વાણીમાં ફેરફાર કરી રહ્યો છે, અથવા એ કે શબ્દોના આ મતભેદ ધીરે-ધીરે વાસ્તવમાં કુર્આનમાં ફેરફારના દ્વાર ખોલી નાખશે, અથવા એ કે આરબ અને બિન-આરબ વચ્ચેના મેળ-મેળાપથી જે લોકોની ભાષા બગડશે, તેઓ પોતાની બગડેલી ભાષા અનુસાર કુર્આનમાં હેર-ફેર કરીને તેના વાણી-સૌંદર્યને વિકૃત કરી નાખશે. આ કારણોસર હઝરત ઉસ્માન (રદિ.)એ સહાબીઓ (રદિ.)ની સલાહ-મસલતથી

એવું નક્કી કર્યું કે બધા ઈસ્લામી દેશોમાં માત્ર કુર્આનની તે જ પ્રમાણિત પ્રતને પ્રસિદ્ધ કરવામાં આવે જે હઝરત અબૂબક્ર (રદિ.)ના આદેશથી લિપિબદ્ધ કરવામાં આવી હતી અને શેષ તમામ બીજી શૈલી અને રૂઢિપ્રયોગ અનુસાર લખવામાં આવેલ ગ્રંથો કે ભાગોના પ્રકાશનને પ્રતિબંધિત ઠરાવી દેવામાં આવે.

આજે જે કુર્આન આપણા હાથોમાં છે, એ બરાબર તે જ ગ્રંથ અનુસાર છે જે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ તૈયાર કરાવ્યો હતો અને જેની નકલ હઝરત ઉસ્માન (રદિ.)એ સરકારી વ્યવસ્થા-તંત્રમાં તમામ ક્ષેત્રોમાં મોકલાવી હતી. અત્યારે પણ દુનિયાના અનેક સ્થળોએ કુર્આનની તે પ્રમાણિત પ્રતો મોજૂદ છે. જો કોઈને કુર્આનના સુરક્ષિત હોવા અંગે સહેજ પણ શંકા હોય તો તે પોતાના સંતોષ માટે એવું કરી શકે છે કે પશ્ચિમ આફ્રિકામાં કોઈ પુસ્તક-વિક્રેતાથી કુર્આનની એક પ્રત ખરીદે અને ઇન્ડોનેશિયાના જાવામાં કોઈ હાફિઝથી મૌખિક કુર્આન સાંભળીને તેની સરખામણી કરે અને પછી વિશ્વના જે મોટા-મોટા પુસ્તકાલયોમાં હઝરત ઉસ્માન (રદી.)ના સમયથી લઈને આજ સુધી વિભિન્ન સદીઓ દરમ્યાન લખવામાં આવેલ જે ગ્રંથો મૂકવામાં આવ્યા છે, તેનાથી તેની સરખાવી લે. જો કોઈ અક્ષર કે કોઈ ટુકડાનો ભેદ તેને જોવા મળે તો તેનું કર્તવ્ય છે કે જગતને આ 'સૌથી મોટા ઐતિહાસિક રહસ્યોદ્‌ઘાટન'થી અવશ્ય માહિતગાર કરે. કોઈ શંકાશીલ સ્વભાવનો માણસ કુર્આનને અલ્લાહ તરફથી આવેલ ગ્રંથ હોવામાં શંકા કરવા ઇચ્છે તો કરી શકે છે, પરંતુ એ વાત કે, જે કુર્આન આપણા હાથોમાં છે તે કોઈ પણ જાતના વધારા-ઘટાડા વગરનું બરાબર તે જ કુર્આન છે જે અલ્લાહના પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)એ દુનિયા સમક્ષ પ્રસ્તુત કર્યું હતું, આ તો એક એવું ઐતિહાસિક તથ્ય છે જેમાં કોઈ શંકાને અવકાશ જ નથી. માનવ-ઇતિહાસમાં કોઈ અન્ય પુસ્તક એવું જોવા નથી મળતું જે આટલું પ્રમાણિત હોય. જો કોઈ માણસ તેના સાચા હોવામાં શંકા કરે છે તો પછી, તે તેની પણ શંકા કરી શકે છે કે રોમન એમ્પાયર નામનું સામ્રાજ્ય પણ ક્યારેક જગતમાં હતું ! ક્યારેક મોગલો પણ ભારત ઉપર શાસન કરી ચૂક્યા છે ! અને નેપોલિયન નામનો કોઈ માણસ પણ દુનિયામાં જન્મ્યો હતો ! આવા-આવા ઐતિહાસિક તથ્યો વિષે શંકાઓ પ્રગટ કરવી જ્ઞાનનું નહીં, અજ્ઞાનતાનું પ્રમાણ છે.

## કુર્આનથી લાભાન્વિત થવા માટે કેટલાક જરૂરી સૂચનો

કુર્આન એક એવો ગ્રંથ છે જેના તરફ દુનિયાના અસંખ્ય માણસો અનેક હેતુઓ માટે આકૃષ્ટ થાય છે. આ બધાની જરૂરતો અને ઉદ્દેશ્યોને સામે રાખીને કોઈ સલાહ-સૂચન કરવું માણસ માટે શક્ય નથી. આવા લોકોના ટોળામાં મને માત્ર તે લોકોથી જ અભિરુચિ છે, જેઓ તેને સમજવા માગે છે અને એ જાણવાના ઇચ્છુક



છે કે આ ગ્રંથ માનવ-જીવનની સમસ્યાઓમાં શું માર્ગદર્શન કરે છે. આવા લોકોને હું અહીં કુર્આનના અધ્યયનની પદ્ધતિ અંગે કેટલાક સલાહ-સૂચન આપીશ અને કેટલીક તે મુશ્કેલીઓને દૂર કરવાનો પ્રયાસ કરીશ જે સામાન્ય રીતે આ મામલામાં પાઠક સમક્ષ ઉપસ્થિત થાય છે.

### પૂર્વગ્રહોથી મુક્ત થઈને કુર્આનને વાંચો :—

કોઈ માણસ ભલે કુર્આન ઉપર ઈમાન (આસ્થા) રાખતો હોય કે ન રાખતો હોય, જો તે આ ગ્રંથને વાસ્તવમાં સમજવા ઇચ્છતો હોય તો સૌ પ્રથમ કામ તેણે એ કરવું જોઈએ કે પોતાના મસ્તિષ્કને અગાઉથી બનાવેલ ધારણાઓ અને દૃષ્ટિકોણોથી તેમજ પક્ષ કે વિપક્ષના સ્વાર્થોથી યથાસંભવ ખાલી કરી લે અને સમજવાના વિશુદ્ધ ઉદ્દેશ્યને લઈને ખુલ્લા મનથી તેનું વાંચન શરૂ કરે. જે લોકો કેટલાક વિશિષ્ટ વિચારોને મનમાં લઈને આ ગ્રંથનું વાંચન કરે છે, તેઓ તેની પંક્તિઓમાં પોતાના જ વિચારો વાંચતા જાય છે, કુર્આનની હવા પણ તેમને સ્પર્શતી નથી. અધ્યયનની આ પદ્ધતિ કોઈ પણ પુસ્તક વાંચવા માટે સાચી નથી, પરંતુ વિશેષ રૂપે કુર્આન તો આ પદ્ધતિથી વાંચવાવાળાઓ માટે પોતાના ગૂઢાર્થોના દ્વાર ખોલતું જ નથી.

### કુર્આનનું અધ્યયન વારંવાર કરો :—

વળી જે વ્યક્તિ માત્ર ઉપરછલ્લી જાણકારી મેળવવા ઇચ્છતો હોય, તેના માટે તો કદાચ એક વખતનું વાંચી લેવું પૂરતું થઈ જાય, પરંતુ જે તેના ઊંડાણમાં ઉતરવા માગતો હોય તેના માટે બે-ચાર વખત વાંચવું પણ પૂરતું નથી હોઈ શકતું. તેણે વારંવાર વાંચવું જોઈએ, દરેક વખતે એક ખાસ પદ્ધતિથી વાંચવું જોઈએ અને એક વિદ્યાર્થીની જેમ પેન્સિલ અને નોટબુક સાથે લઈને બેસવું જોઈએ, જેથી જરૂરી બાબતો નોંધતો જાય. આ રીતે જે લોકો વાંચન કરવા તૈયાર હોય તેમણે ઓછામાં ઓછું બે વખત આખા કુર્આનને માત્ર એ ધ્યેયથી વાંચવું જોઈએ કે તેમના સામે સમગ્રતયા આચાર-વિચારની તે સંપૂર્ણ વ્યવસ્થા આવી જાય, જેને આ ગ્રંથ પ્રસ્તુત કરવા માગે છે. આ આરંભિક અધ્યયનની મુદતમાં તેઓ કુર્આનના સમગ્ર પરિદૃષ્ય ઉપર એક વ્યાપક દૃષ્ટિ નાખવાની કોશિશ કરે અને એ જોતો જાય કે આ ગ્રંથ કઈ મૌલિક ધારણાઓ પ્રસ્તુત કરે છે ? અને પછી આ ધારણાઓ ઉપર કયા પ્રકારની જીવન-વ્યવસ્થાનું નિર્માણ કરવા ચાહે છે ? આ દરમ્યાન જો કોઈ ઠેકાણે કોઈ પ્રશ્ન મનમાં ખટકે તો તે અંગે ત્યાં તે જ સમયે કોઈ નિર્ણય ન કરી બેસે, બલ્કે તેની નોંધ કરી લે અને ધીરજપૂર્વક આગળ અધ્યયન ચાલુ રાખે. વધુ સંભાવના એની જ છે કે આગળ ક્યાંક-ને-ક્યાંક તેમને એનો ઉત્તર મળી જશે. જો ઉત્તર મળી જાય તો પોતાના પ્રશ્નની સાથે તેની નોંધ કરી લે, પણ જો પ્રથમ અધ્યયન વખતે તેમને પોતાના કોઈ પ્રશ્નનો ઉત્તર ન મળે, તો ધીરજપૂર્વક તે બીજી વખત વાંચે. હું મારા

અનુભવ પરથી એ કહું છું કે બીજી વખતના ગહન અધ્યયનમાં એકાદ જ એવો પ્રશ્ન રહી જશે, જેનો ઉત્તર અપેક્ષિત હોય.

**કુર્આનથી પૂર્ણ માર્ગદર્શન હેતુસર આવું પણ કરો :—**

આ રીતે કુર્આન ઉપર એક વ્યાપક દષ્ટિ નાખી લીધા પછી વિસ્તૃત અધ્યયનનો આરંભ કરવો જોઈએ. આ સંદર્ભમાં વાચકે કુર્આનની શિક્ષાઓનું એક-એક પાસુ હૃદયમાં બેસાડીને નોંધ કરતા જવું જોઈએ, જેમ કે તે એ વાત સમજવાનો પ્રયાસ કરે કે માનવતાનો આદર્શ કયો છે, જેને કુર્આન પ્રિય સમજે છે અને કેવા આદર્શના લોકો તેના સમીપ અપ્રિય અને તિરસ્કૃત છે. આ બાબતને સારી રીતે સમજવા માટે જરૂરી છે કે તે પોતાની નોટબુકમાં એક તરફ 'પ્રિય-વ્યક્તિ' અને બીજી તરફ 'અપ્રિય-વ્યક્તિ'ની વિશિષ્ટતાઓ સામ-સામે નોંધ કરતો જાય. અથવા જેમ કે તે એ જાણવાનો પ્રયાસ કરે કે કુર્આનના નજીક મનુષ્યનું કલ્યાણ અને મુક્તિ કઈ બાબતો ઉપર નિર્ભર છે અને કઈ વસ્તુઓ છે જેને તે મનુષ્ય માટે નુકસાન, વિનાશ અને બરબાદીનું કારણ સમજે છે. આ વિષયને પણ સવિસ્તાર જાણવાની સાચી રીત એ છે કે મનુષ્ય પોતાની નોટબુકમાં 'લાભના કારણો' અને 'નુકસાનના કારણો' જેવા બે શીર્ષકો એક-બીજાના સાપેક્ષમાં લખી લે અને કુર્આનના અધ્યયન વખતે દરરોજ બંને પ્રકારની બાબતોની નોંધ કરતો જાય. આ જ રીતે ધારણાઓ, નૈતિકતા, અધિકાર, કર્તવ્ય, સામાજિકતા, સંસ્કૃતિ, અર્થશાસ્ત્ર, રાજનીતિ, કાનૂન, અનુશાસન-વ્યવસ્થા, સંધિ, યુદ્ધ અને જીવન-સંબંધિત બીજી સમસ્યાઓમાંથી એક-એક વિશે કુર્આનના આદેશ વ્યક્તિ નોંધ કરતો જાય અને એ સમજવાની કોશિશ કરે કે એમાંથી પ્રત્યેક વિભાગનું સામૂહિક રૂપ કેવું તૈયાર થાય છે અને પછી આ બધાને જોડી દેવાથી પૂર્ણ જીવનનું ચિત્ર કેવું બને છે.

પછી જ્યારે મનુષ્ય કોઈ વિશેષ જીવન-સમસ્યા અંગે શોધ કરવા માગે કે કુર્આનનો દષ્ટિકોણ તેના વિશે શું છે, તો તેના માટે સૌથી સારી પદ્ધતિ એ છે કે પહેલાં તે આ સમસ્યા વિશે પ્રાચીન અને અર્વાચીન સાહિત્યનું ગહન અધ્યયન કરીને સ્પષ્ટ રીતે એ જાણી લે કે આ સમસ્યાની મૌલિક બાબતો કઈ છે, મનુષ્યએ અત્યાર સુધી તેના ઉપર શું વિચાર્યું અને સમજ્યું છે, કઈ બાબતો તેમાં હલ કરવાની છે અને ક્યાં જઈને માનવ-ચિંતનની ગાડી અટકી જાય છે? તે પછી આ જ ઉકેલ યોગ્ય સમસ્યાઓને દષ્ટિમાં રાખીને મનુષ્યએ કુર્આનનું અધ્યયન કરવું જોઈએ. મારો અનુભવ છે કે આ રીતે જ્યારે માણસ કોઈ સમસ્યાની શોધ-ખોળ માટે કુર્આન વાંચવા બેસે છે, તો તેને એવી-એવી આયતોમાં પોતાના પ્રશ્નોના જવાબ મળી જાય છે, જેને તે આનાથી પહેલાં ઘણી વખત વાંચી ગયો હતો અને ક્યારેય તેના મનમાં પણ આ વાત આવી ન હતી કે અહીં આ વિષય પણ છૂપાયેલો છે.



**કુર્આનના હાર્દથી પરિચિત થવાની રીત :—**

પરંતુ કુર્આન સમજવાના આ ઉપાયો છતાં મનુષ્ય કુર્આનની આત્માથી સંપૂર્ણપણે પરિચિત થઈ શકતો નથી જ્યાં સુધી તે વ્યવહારિક રૂપે તે કામ ન કરે જેના માટે કુર્આન આવ્યું છે. આ માત્ર સિદ્ધાંતો અને વિચારોનું પુસ્તક નથી કે તમે આરામ-ખુરશીમાં બેસીને તેને વાંચો અને તેની બધી વાતો સમજી જાઓ. આ જગતની પ્રચલિત ધાર્મિક ધારણાઓ અનુસાર માત્ર એક ધાર્મિક પુસ્તક પણ નથી કે મદ્રસાઓ (વિદ્યાપીઠો) અને ખાનકાહો (રહસ્યજ્ઞાનના કેન્દ્રો)માં તેના બધા રહસ્યો ઉકેલાઈ જાય. જેમ કે આરંભમાં દર્શાવી દેવામાં આવ્યું છે કે આ એક આહવાન્ અને આંદોલનનો ગ્રંથ છે. તેણે આવતાના સાથે જ એક મૌન પ્રકૃતિના અતિ સુશીલ વ્યક્તિને એકાંતમાંથી બહાર કાઢીને અલ્લાહથી વિમુખ જગતના સામે લાવીને ઊભો કરી દીધો, અસત્ય વિરૂદ્ધ તેનાથી અવાજ બુલંદ કરાવ્યો અને તત્કાલિન વિધર્મીઓ અને અવજ્ઞાકારીઓ તથા અજ્ઞાનતાના ઝંડાધારીઓથી તેને ટકરાવી દીધો. ઘરે-ઘરથી એક-એક પવિત્ર આત્માઓ અને વિશુદ્ધ અંતર-મનવાળાઓને ખેંચી-ખેંચીને લાવ્યો અને સત્યનું આહવાન્ કરવાવાળાના ધ્વજ હેઠળ આ સૌને એકત્ર કર્યા. ખૂણે-ખૂણેથી એક-એક ઉપદ્રવી અને વિદ્રોહીને પડકાર આપીને ઊભો કર્યો અને સત્યના પક્ષકારોથી તેમનો સંઘર્ષ કરાવ્યો. એક જ વ્યક્તિની પોકારથી પોતાનું કામ શરૂ કરીને અલ્લાહની 'ખિલાફત' (શાસન)ની સ્થાપના સુધી પૂરાં ૨૩ વર્ષ સુધી આ જ ગ્રંથ તે મહાન આંદોલનની દોરવણી કરતો રહ્યો અને સત્ય-અસત્યના આ દીર્ઘકાલીન અને પ્રાણઘાતક સંઘર્ષ દરમ્યાન એક-એક મંજિલ અને એક-એક તબક્કામાં એણે જ વિનાશના કારણ અને નિર્માણની રીત બતાવી. હવે તે કેવી રીતે સંભવ છે કે તમે મૂળથી જ 'કુફ્ર' (ઇન્કાર) અને ધર્મની અથડામણ તથા ઇસ્લામ અને અજ્ઞાનતા (જાહિલિય્યત)ના સંઘર્ષની રણભૂમિમાં કદમ જ ન મૂકો અને આ સંઘર્ષની કોઈ મંજિલથી પસાર થવાનો તમને સંયોગ જ ન થયો હોય અને પછી માત્ર કુર્આનના શબ્દો વાંચી-વાંચીને તેની તમામ હકીકતો તમારા સામે ખુલીને આવી જાય. તેને તો તમે સંપૂર્ણપણે ત્યારે જ સમજી શકો છો જ્યારે તમે એને લઈને ઊભા થાઓ અને અલ્લાહ તરફ આહવાન્નું કામ શરૂ કરો અને જે-જે રીતે આ ગ્રંથ તમારી દોરવણી કરતો જાય, તે-તે રીતે કદમ ઉઠાવતા જાઓ. ત્યારે તે બધા અનુભવો તમને થશે જે કુર્આનના અવતરણ વખતે થયા હતા. મક્કા, હબ્શા અને તાઇફની મંજિલો પણ તમે જોશો અને બદ્ર અને ઉહદથી લઈને હુનૈન અને તબૂક સુધીના તબક્કાઓ તમારા સામે આવશે, અબૂ જહલ અને અબૂ લહબ જેવા ઇસ્લામ-વિરોધીઓથી પણ તમને પનારો પડશે, મુનાફિકો (દંભી મુસલમાનો) અને યહૂદીઓ પણ તમને મળશે અને સૌ પ્રથમ

ઇસ્લામ અંગીકાર કરનારાઓથી લઈને એવા લોકો જેઓ ઇસ્લામમાં નથી આવ્યા, તે બધા પ્રકારના માનવીય નમૂનાઓ તમે જોઈ પણ લેશો અને તેવા લોકોનો સામનો પણ કરશો. આ એક અનન્ય પ્રકારનો 'સુલૂક' (વિશિષ્ટ પ્રકારનો શિષ્ટાચાર, પ્રેમ-માર્ગ) છે જેને હું 'સુલૂકે કુર્આની' કહું છું. આ 'સુલૂક'નું ગૌરવ એ છે કે તેની જે-જે મંજિલથી તમે પસાર થતા જશો, કુર્આનની કેટલીક આયતો અને સૂરઃઓ સ્વયં સામે આવીને તમને બતાવતી જશે કે તેનું આ જ મંજિલમાં અવતરણ થયું હતું અને આવું માર્ગદર્શન લઈને આવી હતી, તે સમયે સંભવ છે કે શબ્દ, વ્યાકરણ અને ભાવાર્થ સંબંધે કેટલીક સૂક્ષ્મ ખૂબીઓ કદાચ આવા શિષ્ટચારી (સાલિક)ની નજરથી છૂપી રહી જાય, પરંતુ એ સંભવ નથી કે કુર્આન પોતાના પ્રાણતત્ત્વને તેના સામે ખુલ્લું કરવામાં કૃપણતા દાખવે.

પછી આ જ મૂળ સિદ્ધાંત પ્રમાણે કુર્આનના આદેશો, તેની નૈતિક શિક્ષાઓ, તેના આર્થિક અને સાંસ્કૃતિક નિર્દેશો અને જીવનના વિભિન્ન પાસાઓ વિષે તેણે બતાવેલા નિયમો અને સિદ્ધાંતો પૂર્ણતઃ તે સમય સુધી મનુષ્યની સમજમાં આવી જ શકતા નથી જ્યાં સુધી તે વ્યવહારિક રૂપે તેને આચરણમાં ન મૂકે. ન તે વ્યક્તિ આ ગ્રંથને પૂર્ણ રૂપે સમજી શકે છે, જેણે પોતાના વ્યક્તિગત જીવનને તેના અનુસરણથી સ્વતંત્ર રાખ્યું હોય અને ન તે કોમ—સમુદાય તેનાથી પૂર્ણ રૂપે પરિચિત થઈ શકે છે, જેની બધી જ સામૂહિક એકમો-ક્ષેત્રો તેના દર્શાવલા માર્ગને ત્યજીને ચાલી રહ્યા હોય.

**કુર્આનની શિક્ષાઓ સર્વકાલીન છે :—**

કુર્આનના આ દાવાને પ્રત્યેક વ્યક્તિ જાણે છે કે તે સમગ્ર માનવ-જાતના માર્ગદર્શન માટે આવ્યું છે, પરંતુ જયારે કોઈ વ્યક્તિ તેને વાંચવા બેસે છે તો તે જુએ છેકે તેનું સંબોધન મહદ્અંશે તેના અવતરણ-કાળના આરબવાસીઓ તરફ છે. જો કે ક્યારેક-ક્યારેક તે માનવ-જાત અને જન-સાધારણને પણ પોકારે છે, પરંતુ મોટા ભાગની વાતો તે એવી કહે છે, જે આરબોના સ્વભાવ, આરબોના જ વાતાવરણ, આરબોના જ ઇતિહાસ અને આરબોના રીત-રિવાજો સાથે સંબંધ ધરાવે છે. આ બધી વસ્તુઓને જોઈને તે વિચારવા લાગે છે કે જે વસ્તુ જન-સાધારણના માર્ગદર્શન માટે અવતરિત કરવામાં આવી હતી, તેમાં સામયિક, સ્થાનિક અને રાષ્ટ્રીય તત્ત્વો આટલા વધુ કેમ છે ? આ વાસ્તવિકતાને ન સમજવાના કારણે કેટલાક લોકો એવી શંકામાં પડી જાય છે કે કદાચ આ વસ્તુ મૂળભૂત રીતે તો પોતાના સમકાલીન આરબોની જ સુધારણા માટે હતી, પરંતુ પાછળથી બળજબરીપૂર્વક ખેંચી-તાણીને તેને તમામ મનુષ્યો માટે અને હંમેશ માટે 'માર્ગદર્શનનો ગ્રંથ' ઠરાવી દેવામાં આવ્યો.

જે વ્યક્તિ આ વાંધો માત્ર વાંધા ખાતર નથી ઉઠાવતો, બલ્કે વાસ્તવમાં તેને સમજવા માગે છે, તેને હું એવી સલાહ આપીશ કે તે પહેલાં સ્વયં કુર્આનને વાંચીને



જરા તે સ્થાનો ઉપર નિશાન કરે જ્યાં તેણે કોઈ એવી માન્યતા કે વિચાર કે ધારણા પ્રસ્તુત કરી હોય અથવા કોઈ એવો નૈતિક સિદ્ધાંત કે વ્યવહારિક નિયમનું વર્ણન કર્યું હોય જે માત્ર અરબસ્તાન માટે જ વિશેષ હોય અને જેને સમય, યુગ કે સ્થળે વાસ્તવમાં સીમિત કરી રાખેલ હોય. માત્ર એ વાત કે તે એક ચોક્કસ સ્થળ અને યુગના લોકોને સંબોધિત કરીને તેમની અનેકેશ્વરવાદી ધારણાઓ અને રિવાજોનું ખંડન કરે છે અને તેમના જ આસપાસની વસ્તુઓને પોતાની તર્ક-સામગ્રીના રૂપમાં લઈને તૌહીદ (એકેશ્વરવાદ)ની દલીલો સાબિત કરે છે, એ નિર્ણય કરી દેવા માટે પૂરતું નથી કે તેનું આહવાન્ અને તેની અપીલ પણ સામયિક અને સ્થાનિક છે. જોવું એ જોઈએ કે શિર્ક (અનેકેશ્વરવાદ)ના ખંડનમાં જે કંઈ તે કહે છે, શું તે દુનિયાના દરેક પ્રકારના શિર્ક માટે સાચું ઠરતું નથી, જે રીતે અરબસ્તાનના મુશ્રિકો માટે સાચુ ઠરતું હતું ? શું આ જ દલીલોને આપણે દરેક યુગ અને દરેક દેશના મુશ્રિકોના વિચારોની સુધારણા માટે પ્રયુક્ત કરી શકતા નથી ? અને શું તૌહીદ સાબિત કરવા માટે કુર્આનની તર્ક-પદ્ધતિનો થોડાઘણા ફેરફાર સાથે દરેક સમયે દરેક સ્થળે ઉપયોગ કરી શકાય તેમ નથી ? જો જવાબ હકારમાં છે તો પછી કોઈ કારણ નથી કે એક વિશ્વવ્યાપી શિક્ષાને માત્ર એ કારણે સામયિક અને સ્થાનિક સમજી લેવામાં આવે કે એક ખાસ યુગમાં એક વિશેષ જાતિને સંબોધિત કરીને તે પ્રસ્તુત કરવામાં આવેલ છે. જગતની કોઈ ફિલસૂફી અને કોઈ જીવન-વ્યવસ્થા અને કોઈ વિચાર-ધારા એવી નથી જેની બધી વાતો આદિથી અંત સુધી ભાવાત્મક (Abstract) વર્ણન-શૈલીમાં રજૂ કરવામાં આવી હોય અને તેને કોઈ નિશ્ચિત દશા અથવા રૂપ ઉપર તેને લાગુ પાડીને તેની વ્યાખ્યા કરવામાં આવી ન હોય. આવી વર્ણન-શૈલી એક તો સંભવ નથી અને જો સંભવ પણ હોય તો જે વસ્તુ આ રીતે પ્રસ્તુત કરવામાં આવશે તે માત્ર કાગળના પૃષ્ઠો ઉપર જ રહી જશે, મનુષ્યોના જીવનમાં તેનો સમન્વય થઈને એક વ્યવહારિક જીવન-વ્યવસ્થામાં ફેરવાઈ જવું કઠિન છે.

વળી કોઈ વૈચારિક, નૈતિક અને સાંસ્કૃતિક આંદોલનને જો આંતરરાષ્ટ્રીય સ્તરે ફેલાવવું હોય તો તે માટે પણ અનિવાર્યપણે એ જરૂરી નથી, બલ્કે સાચુ તો એ છે કે લાભપ્રદ પણ નથી કે શરૂથી જ તેને તદ્દન આંતરરાષ્ટ્રીય બનાવવાની કોશિશ કરવામાં આવે. વાસ્તવમાં તેનું સાચું વ્યવહારૂ રૂપ માત્ર એક જ છે અને તે એ છે કે જે વિચારો, સિદ્ધાંતો અને નિયમો ઉપર તે આંદોલન માનવ-જીવનની વ્યવસ્થાને સ્થાપિત કરવા માગે છે, તેને પૂરી શક્તિથી સ્વયં તે દેશના સામે પ્રસ્તુત કરવામાં આવે જ્યાંથી તેનું આહવાન્ થઈ રહ્યુ હોય, તે લોકોના મનમાં બેસાડવાનો પ્રયત્ન કરવામાં આવે જેની ભાષા, સ્વભાવ અને પ્રવૃત્તિઓ તેમજ વલણોથી તે આંદોલનને ચલાવવાવાળા સારી રીતે પરિચિત હોય અને પછી પોતાના જ દેશમાં

તે સિદ્ધાંતોને વ્યવહારિક રૂપમાં લાવીને અને તેના ઉપર એક સફળ જીવન-વ્યવસ્થા ચલાવીને જગતના સામે નમૂનો પ્રસ્તુત કરવામાં આવે, ત્યારે જ બીજી જાતિઓ તેના તરફ ધ્યાન આપશે અને તેના બુદ્ધિજીવી લોકો સ્વયં આગળ વધીને તેને સમજવા અને પોતાના દેશમાં પ્રચલિત કરવાનો પ્રયત્ન કરશે. તેથી કેવળ તે વાત કે કોઈ આચાર-વિચાર સંબંધિત વ્યવસ્થાને શરૂમાં એક જ જાતિ સમક્ષ પ્રસ્તુત કરવામાં આવી હતી અને તર્કનું બધું જોર તેને જ સમજાવવા અને સંતુષ્ટ કરવા માટે લગાવી દેવામાં આવ્યું હતું, એ વાતની દલીલ નથી કે તે આચાર-વિચાર સંબંધિત વ્યવસ્થા માત્ર રાષ્ટ્રીય છે. વાસ્તવમાં જે વિશેષતાઓ એક રાષ્ટ્રીય વ્યવસ્થાને એક આંતરરાષ્ટ્રીય વ્યવસ્થાથી અને એક સામયિક વ્યવસ્થાને એક સર્વકાલીન વ્યવસ્થાથી જુદી પાડે છે, તે એ છે કે રાષ્ટ્રીય વ્યવસ્થા કાં તો એક રાષ્ટ્ર કે જાતિની શ્રેષ્ઠતા અને તેના અધિકારોની દાવેદાર હોય છે અથવા પોતાના ભીતર કેટલાક એવા સિદ્ધાંતો અને ધારણાઓ ધરાવે છે જે બીજી જાતિઓમાં પ્રચલિત બની શકતા નથી. તેનાથી વિપરીત જે વ્યવસ્થા આંતરરાષ્ટ્રીય હોય છે, તે તમામ મનુષ્યોને સમાન દરજ્જો અને બરાબરના અધિકારો આપવા તૈયાર હોય છે અને તેના સિદ્ધાંતોમાં પણ વિશ્વવ્યાપકતા જોવા મળે છે. તે જ રીતે એક સામયિક વ્યવસ્થા અનિવાર્યપણે પોતાનો પાયો કેટલાક એવા સિદ્ધાંતો ઉપર મૂકે છે, જે કેટલાક સમય પછી અવ્યવહારિક બની જાય છે અને તેનાથી વિપરીત એક સર્વકાલીન વ્યવસ્થાના સિદ્ધાંતો તમામ બદલાતી જતી પરિસ્થિતિઓ ઉપર લાગુ થતા જતા હોય છે. આ વિશેષતાઓને દૃષ્ટિમાં રાખીને કોઈ વ્યક્તિ સ્વયં કુર્આન વાંચે અને તે વસ્તુઓ સહેજ નિર્ધારિત કરવાનો પ્રયત્ન કરે, જેના આધારે વાસ્તવમાં એ અનુમાન કરી શકાતું હોય કે કુર્આન દ્વારા પ્રસ્તુત કરેલ વ્યવસ્થા સામયિક અને રાષ્ટ્રીય છે.

કુર્આન અંગે એ વાત પણ એક સામાન્ય વાચકના કાનમાં પડેલી હોય છે કે આ એક વિસ્તૃત આદેશ-પત્ર અને કાનૂનનું પુસ્તક છે. પરંતુ જયારે તે તેને વાંચે છે તો તેમાં સમાજ, સંસ્કૃતિ, અર્થતંત્ર અને રાજનીતિ વગેરેથી સંબંધિત વિસ્તૃત આદેશો અને નિયમો તેને જોવા નથી મળતા, બલ્કે તે જુએ છે કે નમાઝ અને ઝકાત જેવી અનિવાર્ય ઇબાદત અંગે પણ, જેના ઉપર કુર્આન વારંવાર આટલો ભાર મૂકે છે, તેણે કોઈ એવો નિયમ નથી બનાવ્યો જેમાં તમામ આવશ્યક આદેશોનું સવિસ્તાર વર્ણન હોય. આ બાબત પણ મનુષ્યના મનમાં મૂંઝવણ પેદા કરે છે કે છેવટે આ કયા અર્થમાં આદેશ-પત્ર (હિદાયતનામુ) છે.

આ મામલામાં બધી મૂંઝવણો માત્ર એટલા માટે પેદા થાય છે કે મનુષ્યની દૃષ્ટિથી વાસ્તવિકતાનું એક પાસું તદ્દન ઓઝલ રહી જાય છે, અર્થાત્ એ કે અલ્લાહે માત્ર ગ્રંથ જ અવતરિત નથી કર્યો, બલ્કે એક પયગંબર પણ મોકલ્યો હતો. જો મૂળ યોજના એ હોય કે માત્ર નિર્માણનો એક નકશો લોકોને આપી દેવામાં આવે અને



તે સિદ્ધાંતોને વ્યવહારિક રૂપમાં લાવીને અને તેના ઉપર એક સફળ જીવન-વ્યવસ્થા ચલાવીને જગતના સામે નમૂનો પ્રસ્તુત કરવામાં આવે, ત્યારે જ બીજી જાતિઓ તેના તરફ ધ્યાન આપશે અને તેના બુદ્ધિજીવી લોકો સ્વયં આગળ વધીને તેને સમજવા અને પોતાના દેશમાં પ્રચલિત કરવાનો પ્રયત્ન કરશે. તેથી કેવળ તે વાત કે કોઈ આચાર-વિચાર સંબંધિત વ્યવસ્થાને શરૂમાં એક જ જાતિ સમક્ષ પ્રસ્તુત કરવામાં આવી હતી અને તર્કનું બધું જોર તેને જ સમજાવવા અને સંતુષ્ટ કરવા માટે લગાવી દેવામાં આવ્યું હતું, એ વાતની દલીલ નથી કે તે આચાર-વિચાર સંબંધિત વ્યવસ્થા માત્ર રાષ્ટ્રીય છે. વાસ્તવમાં જે વિશેષતાઓ એક રાષ્ટ્રીય વ્યવસ્થાને એક આંતરરાષ્ટ્રીય વ્યવસ્થાથી અને એક સામયિક વ્યવસ્થાને એક સર્વકાલીન વ્યવસ્થાથી જુદી પાડે છે, તે એ છે કે રાષ્ટ્રીય વ્યવસ્થા કાં તો એક રાષ્ટ્ર કે જાતિની શ્રેષ્ઠતા અને તેના અધિકારોની દાવેદાર હોય છે અથવા પોતાના ભીતર કેટલાક એવા સિદ્ધાંતો અને ધારણાઓ ધરાવે છે જે બીજી જાતિઓમાં પ્રચલિત બની શકતા નથી. તેનાથી વિપરીત જે વ્યવસ્થા આંતરરાષ્ટ્રીય હોય છે, તે તમામ મનુષ્યોને સમાન દરજ્જો અને બરાબરના અધિકારો આપવા તૈયાર હોય છે અને તેના સિદ્ધાંતોમાં પણ વિશ્વવ્યાપકતા જોવા મળે છે. તે જ રીતે એક સામયિક વ્યવસ્થા અનિવાર્યપણે પોતાનો પાયો કેટલાક એવા સિદ્ધાંતો ઉપર મૂકે છે, જે કેટલાક સમય પછી અવ્યવહારિક બની જાય છે અને તેનાથી વિપરીત એક સર્વકાલીન વ્યવસ્થાના સિદ્ધાંતો તમામ બદલાતી જતી પરિસ્થિતિઓ ઉપર લાગુ થતા જતા હોય છે. આ વિશેષતાઓને દૃષ્ટિમાં રાખીને કોઈ વ્યક્તિ સ્વયં કુર્આન વાંચે અને તે વસ્તુઓ સહેજ નિર્ધારિત કરવાનો પ્રયત્ન કરે, જેના આધારે વાસ્તવમાં એ અનુમાન કરી શકાતું હોય કે કુર્આન દ્વારા પ્રસ્તુત કરેલ વ્યવસ્થા સામયિક અને રાષ્ટ્રીય છે.

કુર્આન અંગે એ વાત પણ એક સામાન્ય વાચકના કાનમાં પડેલી હોય છે કે આ એક વિસ્તૃત આદેશ-પત્ર અને કાનૂનનું પુસ્તક છે. પરંતુ જયારે તે તેને વાંચે છે તો તેમાં સમાજ, સંસ્કૃતિ, અર્થતંત્ર અને રાજનીતિ વગેરેથી સંબંધિત વિસ્તૃત આદેશો અને નિયમો તેને જોવા નથી મળતા, બલ્કે તે જુએ છે કે નમાઝ અને ઝકાત જેવી અનિવાર્ય ઇબાદત અંગે પણ, જેના ઉપર કુર્આન વારંવાર આટલો ભાર મૂકે છે, તેણે કોઈ એવો નિયમ નથી બનાવ્યો જેમાં તમામ આવશ્યક આદેશોનું સવિસ્તાર વર્ણન હોય. આ બાબત પણ મનુષ્યના મનમાં મૂંઝવણ પેદા કરે છે કે છેવટે આ કયા અર્થમાં આદેશ-પત્ર (હિદાયતનામુ) છે.

આ મામલામાં બધી મૂંઝવણો માત્ર એટલા માટે પેદા થાય છે કે મનુષ્યની દૃષ્ટિથી વાસ્તવિકતાનું એક પાસું તદ્દન ઓઝલ રહી જાય છે, અર્થાત્ એ કે અલ્લાહે માત્ર ગ્રંથ જ અવતરિત નથી કર્યો, બલ્કે એક પયગંબર પણ મોકલ્યો હતો. જો મૂળ યોજના એ હોય કે માત્ર નિર્માણનો એક નકશો લોકોને આપી દેવામાં આવે અને

અહીં કુર્આનના એક સામાન્ય અભ્યાસુની મૂંઝવણ દૂર કરવા માટે માત્ર એટલો ઇશારો પૂરતો છે કે કુર્આન તે તંદુરસ્ત મતભેદનો વિરોધી નથી, જે ધર્મ (દીન)માં એકમત અને ઇસ્લામી સમાજ-વ્યવસ્થામાં સંગઠિત રહીને માત્ર આદેશો અને નિયમોનું વિસ્તૃત રૂપ નિર્ધારિત કરવાના ઉદ્દેશ્યથી નિષ્ઠાપૂર્ણ શોધના આધારે કરવામાં આવે, બલ્કે તે નિંદા તે મતભેદની કરે છે જે સ્વાર્થપૂર્ણ હોય અને વક્ર-દૃષ્ટિથી શરૂ થાય અને જૂથવાદ અને પરસ્પરના ઝઘડાઓ સુધી સ્થિતિ પહોંચાડી દે. આ બંને પ્રકારના મતભેદો ન પોતાની વાસ્તવિકતામાં સમાન છે અને ન પોતાના પરિણામોમાં એક-બીજાથી સમાનતા ધરાવે છે કે બંનેને એક જ લાકડીથી હાંકવામાં આવે. પહેલા પ્રકારનો મતભેદ તો પ્રગતિ અને ઉન્નતિની જાન અને જીવનનો આત્મા છે. તે પ્રત્યેક તે સમાજમાં જોવા મળશે, જે બુદ્ધિ અને વિવેક ધરાવનારા લોકો ઉપર આધારિત હોય. તેનું અસ્તિત્વ જીવનની નિશાની છે અને તેનાથી ખાલી કેવળ તે જ સમાજ હોઈ શકે છે, જે બુદ્ધિજીવીઓથી નહીં, બલ્કે લાકડાના ઢીમચાંથી બનેલ હોય. રહ્યો બીજા પ્રકારનો મતભેદ, તો સમગ્ર વિશ્વ જાણે છે કે એણે જે સમૂહમાં પણ માથું ઊંચકયું તેને ટુકડે-ટુકડા કરીને મૂક્યો, તેનું પ્રગટ થવું સ્વાસ્થ્યની નહીં, રોગની નિશાની છે અને તેના પરિણામો ક્યારેય કોઈ ઉમ્મત (સમુદાય)ના પક્ષમાં પણ લાભપ્રદ નથી હોઈ શકતા. આ બંને પ્રકારના મતભેદોનો તફાવત સ્પષ્ટ રીતે આમ સમજો :

એક સ્થિતિ તો તે છે જેમાં અલ્લાહ અને રસૂલ (સલ્લ.)ના આજ્ઞાપાલન ઉપર સમુદાયના બધા લોકો સંમત હોય, અને આદેશોનો સ્ત્રોત પણ કુર્આન તથા 'સુન્નત' (ઈશદૂત હઝરત મુહમ્મદ સલ્લ.ની પ્રણાલી)ને માનવામાં આવે, પછી બે આલિમો (ઇસ્લામી વિદ્વાનો) કોઈ આંશિક સમસ્યાના ઉકેલમાં, અથવા બે કાઝીઓ (ઇસ્લામી ન્યાયાધીશો) કોઈ મુકદ્દમાના ફેંસલામાં એક-બીજાથી મતભેદ કરે, પરંતુ એમાંથી કોઈ પણ ન તો તે સમસ્યાને અને તેમાં પોત-પોતાના અભિપ્રાયને ધર્મ (દીન)નો આધાર બનાવે અને ન તેનાથી મતભેદ કરનારને વિધર્મી કહી દે, બલ્કે બંને પોતાની દલીલો આપીને પોતાની હદ સુધી ઉકેલનો હક અદા કરી દે અને એ વાત જનમત ઉપર કે જો અદાલતી મામલો હોય તો દેશના ઉચ્ચતમ ન્યાયાલય ઉપર કે સાર્વજનિક મામલો હોય તો સમાજ-વ્યવસ્થા ઉપર છોડી દે કે તે બંને અભિપ્રાયોમાંથી ઇચ્છે તેનો સ્વીકાર કરે અથવા બંનેને ઉચિત ઠેરવે.

બીજી સ્થિતિ એ છે કે મતભેદ મૂળથી જ ધર્મ (દીન)ના પાયાના સિદ્ધાંતોમાં જ હોય અથવા એ કે કોઈ આલિમ કે સૂફી કે મુફતી કે પ્રવક્તા કે નેતા કોઈ એવી સમસ્યા વિશે, જેને અલ્લાહ અને રસૂલ (સલ્લ.)એ ધર્મ (દીન)નો પાયાનો પ્રશ્ન દર્શાવ્યો ન હતો, એક મત અપનાવે અને અમસ્તું જ ખેંચી-તાણીને તેને ધર્મનો પાયાનો પ્રશ્ન બનાવી નાખે અને પછી તેનાથી જે કોઈ મતભેદ કરે તેને ધર્મ અને



સમુદાય (મિલ્લત)માંથી નીકળી ગયેલો કહી નાખે અને પોતાના સમર્થકોનું એક જૂથ બનાવીને કહે કે મૂળ 'ઉમ્મતે મુસ્લિમા' (મુસ્લિમ સમુદાય) આ જ છે અને શેષ બધા જહન્નમી (નર્કમાં જનારા) છે અને હાંક-પોકાર કરીને કહે કે મુસ્લિમ છે તો આ જૂથમાં આવી જા, નહિં તો તું મુસ્લિમ નથી.

કુર્આને જ્યાં પણ મતભેદ અને જૂથવાદનો વિરોધ કર્યો છે, તેનાથી તેનો અભિપ્રાય આ બીજા પ્રકારનો મતભેદ જ છે. રહ્યો પહેલા પ્રકારનો મતભેદ, તો એના અનેક ઉદાહરણો સ્વયં પયગંબર (સલ્લ.) સમક્ષ પ્રસ્તુત થઈ ચૂક્યા હતા અને આપ (સલ્લ.)એ કેવળ એટલું જ નહીં કે તેને માન્ય રાખ્યા, બલ્કે તેને બિરદાવ્યા પણ ખરા, એટલા માટે કે આ મતભેદો તો એવું દર્શાવે છે કે સમાજમાં વિચાર અને ચિંતન, સંશોધન અને તપાસ તથા વિવેક-બુદ્ધિ અને સૂઝ-બૂઝની ક્ષમતાઓ મોજૂદ છે અને તેના બુદ્ધિશાળી લોકોને પોતાના ધર્મ (દીન)થી અને તેના આદેશોથી રુચિ છે તેમજ તેમની પ્રતિભાઓ જીવનની સમસ્યાઓનો ઉકેલ ધર્મ (દીન)ના બહાર નહીં, બલ્કે તેના ભીતર જ શોધે છે અને સમાજ સમગ્રપણે સ્વર્ણિમ્ નિયમો ઉપર અમલ કરી રહ્યો છે કે સિદ્ધાંતોમાં એકમત રહીને પોતાની એકતા પણ ટકાવી રાખે અને પછી પોતાના વિદ્વાનો તથા ચિંતકોને સાચી સીમાઓમાં રહીને શોધ અને સંશોધન તેમજ અનુસંધાનની સ્વતંત્રતા આપીને વિકાસની તકો પણ જાળવી રાખે.

''આ તો મારો મત છે અને જાણવાવાળો તો અલ્લાહ જ છે, તેના જ ઉપર મારો ભરોસો છે અને તેના જ તરફ હું રજૂ થાઉં છું.''

આ પ્રસ્તાવનામાં તે તમામ સમસ્યાઓ અને બાબતોને સમેટવાનો મારો ઉદ્દેશ્ય નથી, જે કુર્આનના અધ્યયન કરતાં એક વાચકના મસ્તિષ્કમાં ઊભી થાય છે. એટલા માટે કે આવા પ્રશ્નોનો અધિકાંશ હિસ્સો એવો છે જે કોઈને કોઈ આયત કે સૂરઃ સામે આવતા મનને ખટકે છે, અને તેનો જવાબ 'તફહીમુલ્-કુર્આન'માં જે તે અવસરે આપી દેવામાં આવ્યો છે. તેથી આવા પ્રશ્નોને છોડીને મેં અહીં માત્ર તે જ વ્યાપક સમસ્યાઓ ઉપર ચર્ચા કરી છે, જે સમગ્રતયા આખા કુર્આનથી સંબંધ ધરાવે છે. સુજ્ઞ વાચકોથી મારૂં નિવેદન છે કે માત્ર આ પ્રસ્તાવના જોઈને જ તેના 'અપૂર્ણ' હોવાનો નિર્ણય ન કરી લે, બલ્કે સમગ્ર પુસ્તક (તફહીમુલ્-કુર્આન) જોયા પછી જો તેમના મનમાં કેટલાક પ્રશ્નોના જવાબ આપવા-યોગ્ય બાકી રહી જાય અથવા તે અપર્યાપ્ત લાગે તો તેની જાણ કરે. ●

# કુર્આનના પારિભાષિક શબ્દોની ટૂંક-સમજૂતિ

**અલ્લાહ** — ઈશ્વર, પરમાત્મા, ખુદા. 'અલ્લાહ' શબ્દ વાસ્તવમાં 'અલ-ઈલાહ' હતો જે સામાન્ય પરિવર્તન પછી 'અલ્લાહ' બની ગયો. 'અલ-ઈલાહ' (અલ્લાહ)માં 'અલ' શબ્દ તે જ પ્રકારે પ્રયુક્ત થયો છે જેમ કે અંગ્રેજીમાં The શબ્દ લગાવીને વિશિસ્ટતા પ્રદાન કરી દેવામાં આવે છે. આ પ્રમાણે 'અલ-ઈલાહ' અથવા 'અલ્લાહ' થી અભિપ્રેત એક વિશિષ્ટ સત્તા જ હોઈ શકે છે. તેથી 'અલ્લાહ'નો અર્થ થયો એક વિશિષ્ટ 'ઈલાહ' (પૂજ્ય, ઉપાસ્ય).

'ઈલાહ' તેને કહેવામાં આવશે જે સર્વોચ્ચ અને રહસ્યમય હોય, આપણી આંખો જેને જોવામાં અસફળ રહે, જેની પૂર્ણરૂપે કલ્પના પણ ન કરી શકાય, જે મનુષ્યનો શરણદાતા હોય, જેના તરફ પૂર્ણ અભિલાષાથી વળવું, જેને તે સંકટ સમયે પોકારી શકે, જે શાંતિ પ્રદાન કરી શકે, જે પોતાના બંદાઓ તરફ પ્રેમપૂર્વક વધતો હોય અને જેના તરફ બંદાઓ પણ પ્રેમપૂર્વક વધે, જે મનુષ્યનો પ્રિય અને અભીષ્ટ હોય, જેને મનુષ્ય પોતાનો આરાધ્ય અને પૂજ્ય બનાવી શકે. અલ્લાહ પ્રારંભથી જ તે સત્તાનું નામ રહ્યું છે જે સમસ્ત ગુણો અને વિશેષતાઓથી યુક્ત છે, જેમાં કોઈ દોષ, ત્રુટિ કે અવગુણ જોવા મળતો નથી. સંપૂર્ણ સૃષ્ટિ જેની રચના છે. અલ્લાહ જ સૃષ્ટિનો માલિક, પ્રભુ અને સ્વામી તેમજ સૌનો પાલનહાર છે. તેના સમાન કે સમકક્ષ અને તેનો ભાગીદાર કોઈ નથી. આ તમામ વિશેષતાઓ કેવળ અલ્લાહમાં જ હોય છે. તેથી વાસ્તવમાં તે એક જ 'ઈલાહ' અને પૂજ્ય છે.

વેદમાં પણ 'ઈલ્ય' શબ્દ ઈશ્વર માટે પ્રયોજાયો છે. તેનો અર્થ 'પૂજનીય' થાય છે. (ઋગ્વેદ, ૧-૧-૨). ઈબ્રાની ભાષામાં પણ 'ઈલ' શબ્દ અલ્લાહ માટે પ્રયોજાયો છે. જેમ કે — ઈસરાઈલ, જેનો અર્થ અલ્લાહનો બંદો થાય છે.

**અઝાબ** — યાતના, સજા, દંડ, કષ્ટ, દુઃખ વગેરે. અલ્લાહ તે લોકોને જેઓ તેની નિર્ધારિત સીમાઓ - મર્યાદાઓનુ ઉલ્લંઘન કરે છે અને અલ્લાહની આજ્ઞાને નથી માનતા, આલોક (દુન્યવી) અને પરલોક (આખિરત)ના જીવનમાં અઝાબ આપે છે.

**અન્સાર** — 'નાસિર' શબ્દનું બહુવચન છે. નાસિરનો અર્થ મદદગાર, સહાયક છે. આમ, અન્સારનો અર્થ થયો સહાયતા કરવાવાળા, મદદ કરવાવાળા. ઈસ્લામમાં 'અન્સાર' તે મદીનાવાસી મુસલમાનોને કહેવામાં આવ્યા છે, જેમણે પયગંબર હઝરત મુહમ્મદ સલ્લ.ને અને આપના મક્કાના સાથીઓને મક્કા શહેરથી હિજરત કરીને મદીના પહોંચ્યા પછી પોતાના ઘરોમાં રહેવાની વ્યવસ્થા કરી આપી હતી અને તેમની દરેક પ્રકારની સહાયતા કરી હતી.

**અંતિમ દિવસ** — કુર્આનમાં તેના માટે 'યવમુલ્ આખિર' શબ્દ પ્રયુક્ત થયો છે. તેનાથી અભિપ્રેત તે દિવસ છે જ્યારે કે અલ્લાહ લોકોના મામલાઓનો નિર્ણય કરી દેશે, જેમાં સાંસારિક જીવનમાં લોકો મતભેદ કરતા હતા અને તેમને તેમના સારા-ખોટા કર્મોનો પૂરે-પૂરો બદલો અને વળતર આપશે. આ દિવસની સૂચના દરેક પયગંબરે—ઈશદૂતે આપી છે અને જેનો ઉલ્લેખ તમામ આકાશી ગ્રંથોમાં થયો છે.



**અર્ -રસ્સવાળા કે રસ્સવાળા** — એક પ્રાચીન જાતિનું નામ જેનો ઉલ્લેખ કુર્આનમાં 'આદ' અને 'સમૂદ' જાતિઓના સાથે થયો છે. એક સ્થળે 'અર્-રસ્સવાળાઓ'ના સાથે પયગંબર હઝરત નૂહ (અલૈ.)ની જાતિનો ઉલ્લેખ થયો છે. કેટલાક વિદ્વાનોના મતાનુસાર 'અર્-રસ' કોઈક સ્થળ-વિશેષનું નામ છે. અરબી ભાષામાં 'અર્-રસ' પુરાણા કે અંધારિયા કૂવાને કહે છે.

**અરફાત** — મક્કા શહેરથી ૯ કિ.મી. દૂર પૂર્વ દિશા તરફ એક વિશાળ મેદાન છે. હજ્જ કરનારાઓ માટે ઈસ્લામી મહિના 'ઝિલહિજ્જા'ની ૯મી તારીખે અહીં પહોંચીને રોકાણ કરવું અનિવાર્ય છે.

**અર્શ** — રાજ-સિંહાસન (Throne), ઈશ્વરનું સિંહાસન. 'અર્શ' અર્થાત્ રાજ-સિંહાસન અને તેના ઉપર અલ્લાહના બિરાજમાન થવાની વાસ્તવિકતાને પૂર્ણરૂપે સમજવું કઠિન છે. એ પણ સંભવ છે કે અલ્લાહે કોઈ વિશેષ સ્થાનને પોતાના વિશાળ રાજ્યનું કેન્દ્ર ઠરાવ્યું હોય અને ત્યાંથી જ સમગ્ર સૃષ્ટિનું સંચાલન ચલાવી રહ્યો હોય અને તેનાથી અભિપ્રેત રાજ-સત્તા અને શાસન પણ હોય. તાત્પર્ય એ છે કે મનુષ્ય પોતાની સમજ-શક્તિની મર્યાદામાં રહીને સમજી શકે તે પ્રકારનો શબ્દ અહીં પ્રયુક્ત કરવામાં આવ્યો છે. એક સ્પષ્ટ અર્થ એ પણ થઈ શકે છે કે અલ્લાહ એટલું જ નહિં કે સંપૂર્ણ સૃષ્ટિનો નિર્માણકર્તા છે, બલ્કે સંપૂર્ણ સૃષ્ટિ તેના જ આધીન છે, તે જ તેને ચલાવી પણ રહ્યો છે. તે સૃષ્ટિની રચના કરીને તેનાથી અલિપ્ત કે અલગ થઈ ગયો નથી. વિશ્વ અને તે સાથે સમગ્ર સૃષ્ટિની વ્યવસ્થા અને શાસનની ધૂરા તેના હાથમાં જ છે.

**અલ-આ'રાફ** — 'આ'રાફ' વિશિષ્ટ ઊંચા સ્થાનને કહે છે. જેના ઉપર અલ્લાહના વિશિષ્ટ પ્રિય બંદાઓ હશે.

**અલ-હિજ્ર** — આ 'સમૂદ' જાતિનું કેન્દ્રીય નગર હતું. મદીનાથી તબૂક જતા માર્ગમાં આ સ્થળ આવેલું છે. આ નગરના ખંડેરો આજે પણ અસ્તિત્વ ધરાવે છે.

**અસ્ર** — (૧) દિવસનો ચોથો પહોર. (૨) તે નમાઝ જે 'ઝુહ્ર' પછી થોડો દિવસ રહી જાય ત્યારે પઢવામાં આવે છે. આ નમાઝનો સમય સૂર્યાસ્તના થોડા સમય પહેલાં સુધી રહે છે. અરબી ભાષામાં 'અસ્ર' વાસ્તવમાં 'કાળ'ને કહે છે. તેમાં કાળના તીવ્ર ગતિથી પસાર થવાનો સંકેત હોય છે. આ શબ્દ પહેલાં વીતી ગયેલ સમય, યુગ માટે પણ પ્રયોજાય છે. તેથી દિવસના અંતિમ હિસ્સાને, જ્યારે દિવસ વીતીને જાણે પૂર્ણપણે નિચોવાઈ ગયો હોય, 'અસ્ર' કહેવામાં આવે છે.

**આદ** — અરબસ્તાનની એક પ્રાચીન જાતિ. અરબી ભાષાના પ્રાચીન કાવ્યોમાં આ જાતિનો ઘણો ઉલ્લેખ મળે છે. જે રીતે તેની પ્રતિષ્ઠા વધી હતી, તે રીતે ધરતી ઉપરથી તેનું વિનષ્ટ થઈ જવું પણ લોકોક્તિ બનીને રહી ગયું.

આ જાતિ 'અહકાફ' નામના ક્ષેત્રમાં વસતી હતી જે હિજાજ, યમન અને યમામાના વચ્ચે પડે છે. આજે તે વેરાન છે. તેને જોઈને કોઈ એવું કહી શકતું નથી કે અહીં ક્યારેક કોઈ શક્તિશાળી અને વૈભવશાળી લોકો આબાદ હતા. આજે તે એવી મરુભૂમિ છે જ્યાં જવાનું કોઈ સાહસ કરતું નથી. પયગંબર હઝરત નૂહ (અલૈ.)ની જાતિના વિનષ્ટ થઈ ગયા પછી આ જ જાતિ દરેક રીતે ઉત્તરાધિકારી હતી. આ જાતિના

લોકો ઊંચા-ઊંચા સ્તંભોવાળા ભવનો, મહેલોનું નિર્માણ કરતા હતા. તેમના ત્યાં હઝરત હૂદ (અલૈ.) ૧ પયગંબર બનાવીને મોકલવામાં આવ્યા, ઈ.સ. ૧૮૩૭માં એક અંગ્રેજને એક પ્રાચીન શિલાલેખ મળ્યો હતો, જેમાં હઝરત હૂદ (અલૈ.)નો ઉલ્લેખ હતો. આ લેખથી જાણકારી મળે છે કે આ તે લોકોનો લેખ છે, જે આ પયગંબરના અનુયાયી હતા. પરંતુ દુર્ભાગ્યવશ આ જાતિ સન્માર્ગ ઉપર આવી ન શકી અને અનેકેશ્વરવાદમાં ગ્રસ્ત થઈ ગઈ, છેવટે તેનો નાશ થઈને રહ્યો.

**આખિરત** – અર્થાત્ પરલોક, પારલૌકિક જીવન, Here after. કુર્આન અનુસાર વર્તમાન લોકની મુદ્દત સીમિત અને નિશ્ચિત છે. એક સમય આવશે કે આ સૃષ્ટિની વ્યવસ્થા છિન્ન-ભિન્ન થઈ જશે. પછી અલ્લાહ એક નવિન લોકનું નિર્માણ કરશે, જેના નિયમો વર્તમાન લોકથી તદ્દન ભિન્ન હશે. જે આજે છૂપાયેલ છે, આંખોથી ઓઝલ છે તે તે લોકમાં પ્રત્યક્ષ અને પ્રગટ થઈ જશે.આલોકમાં કે દુનિયાના જીવનમાં લોકોએ જે કંઈ સારું-ખરાબ કે સાચું-ખોટું કર્યું-કરાવ્યું હશે, તે સૌના સામે આવી જશે. અલ્લાહના આજ્ઞાંકિત લોકોનું ઠેકાણું જન્નત (સ્વર્ગ) હશે અને અલ્લાહના અવજ્ઞાકારી અને વિદ્રોહી લોકોને જહન્નમ (નર્ક)માં ઝોકી દેવામાં આવશે.

**આયત** – નિશાની, ચિહ્ન, સંકેત, Sign વગેરે. 'આયત'થી કોઈ વસ્તુને આપણે પ્રમાણિત રૂપ આપીએ છીએ, તેનાથી પ્રમાણ તરફ સંકેત મળે છે. કુર્આનમાં 'આયત' શબ્દ ત્રણ રૂપે પ્રયોજાયો છે. (૧) કુર્આને પ્રાકૃતિક લક્ષણો, તથ્યો અને ઐતિહાસિક ઘટનાઓને પણ 'આયત' કહ્યું છે. એટલા માટે કે તેનાથી આપણને તે સચ્ચાઇઓની જાણકારી મળે છે જે આ ભૌતિક જગતમાં ક્રિયાશીલ છે. (૨) તે ચમત્કાર જેને અલ્લાહના પયગંબરો પોતાના પયગંબર હોવાના પ્રમાણ સ્વરૂપે બતાવતા હતા. (૩) કુર્આનના વાક્યાંશ કે વાક્યને પણ 'આયત' કહેવામાં આવે છે. કુર્આનના વાક્યોમાં જે વિલક્ષણતા અને વિશેષતા જોવા મળે છે તે એ વાતનું પ્રત્યક્ષ પ્રમાણ છે કે કુર્આનનું અવતરણ અલ્લાહ તરફથી થયું છે અને તે ઈશવાણી છે. 'આયત' અને દલીલ કે પ્રમાણમાં ભેદ છે, દલીલ કે પ્રમાણ વાસ્તવમાં 'આયત' ઉપર નિર્ભર છે.

**ઈંજીલ** – આ શબ્દ યુનાની છે. તેનો અર્થ છે 'શુભ-સૂચના'. હઝરત ઈસા મસીહ (અલૈ.) આકાશી શાસન કે અલ્લાહના શાસન (બાદશાહત)ની શુભ-સૂચના આપતા હતા. ઈસાઇઓના મતાનુસાર તેથી જ ઈસા (અલૈ.) ઉપર અવતરિત ગ્રંથને ઈંજીલ કહેવામાં આવે છે. પરંતુ મુસલમાનોના માનવા પ્રમાણે ઈંજીલ એટલા માટે 'શુભ-સૂચના' છે કે તેમાં પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ના આગમનની સૂચના આપવામાં આવી છે અને અલ્લાહના શાસનનો સંબંધ પણ વાસ્તવમાં તેમના આગમનથી જ છે.

ઈંજીલ વાસ્તવમાં પયગંબર હઝરત ઈસા મસીહ (અલૈ.)ના અંતિમ સમયના અઢી-ત્રણ વર્ષના તે કથનો અને પ્રવચનોનો સંગ્રહ છે જે તેમણે અલ્લાહ તરફથી આપ્યા હતા. આપના જીવન-કાળ દરમ્યાન તેને લિપિબદ્ધ કરી શકાયા કે નહીં, તે અંગે કંઈ કહી શકાય તેમ નથી. કેટલીક મુદ્દત પશ્ચાત આપના જીવન-ચરિત્ર ઉપર વિભિન્ન પુસ્તકો લખવામાં આવી, તો તેમાં આપના તે પ્રવચનો અને વચનોને પણ વિભિન્ન જગ્યાએ અંકિત કરી દેવામાં આવ્યા, જે તે પુસ્તકોના લેખકો સુધી જન-શ્રુતિઓ કે સ્મૃતિ-પત્રો



દ્વારા પહોંચ્યા હતા. આજે જે ઈંજીલો મત્તા (), મરકુસ (), લૂકા () અને યૂહન્ના ()ના નામથી જોવા મળે છે તે વાસ્તવમાં ઈંજીલ નથી, બલ્કે ઈંજીલ હઝરત ઈસા મસીહ (અલૈ.)ના તે વચનો અને પ્રવચનોને કહીંશું જે આ પુસ્તકોમાં ઠેક-ઠેકાણે મળે છે.

ઈંજીલ પોતાના અગાઉના આકાશી ગ્રંથોનું સમર્થન કરે છે. કુર્આનની પણ પુષ્ટિ ઈંજીલથી થાય છે. પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ના આગમન અંગે પ્રત્યક્ષ સંકેત પણ ઈંજીલમાં મળે છે. ઈંજીલમાં અધિકાંશ ધર્મના તત્ત્વો અને રહસ્યોના ઉલ્લેખ થયો છે. તેનાથી વિપરીત 'તૌરાત'માં ધર્મ-વિધાન અને નિયમોનો વિશેષ રૂપે ઉલ્લેખ થયો છે.

**ઈદ્દત** – અર્થાત્ ગણત્રી. પરિભાષામાં 'ઈદ્દત' તે સમયને કહે છે જેના પૂરો થયા પહેલાં વિધવા કે તલાક પામેલ સ્ત્રીઓ બીજા લગ્ન કરી શકતી નથી. પતિના દેહાન્ત પછી 'ઈદ્દત' ની મુદ્દત ૪ મહિના ૧૦ દિવસ છે અને તલાક પામેલ સ્ત્રીઓની 'ઈદ્દત' ત્રણ વખતના રજસ્ત્રાવ સુધી છે. ત્રણ મહિનાની 'ઈદ્દત' તે વૃદ્ધ સ્ત્રીઓની છે જે રજસ્ત્રાવથી નિરાશ થઈ ગઈ હોય. તે યુવતીઓની 'ઈદ્દત' પણ ત્રણ મહિના રાખવામાં આવી છે જે હજુ રજસ્વલા થઈ નથી. ગર્ભવતી સ્ત્રીઓની 'ઈદ્દત' બાળક જન્મવા સુધી છે. તલાક પામેલ સ્ત્રીની 'ઈદ્દત' સાથે તે પણ આદેશ આપવામાં આવ્યો છે કે આ મુદ્દતમાં તે સ્ત્રીને તેના માતૃગૃહે મોકલવામાં ન આવે, ન તે ત્યાં જાય, બલ્કે તે પતિના ઘરમાં જ રહે, એટલા માટે કે સાથે રહેવાથી સંભવ છે કે ફરી પતિ-પત્ની વચ્ચે મેળ-મેળાપ થઈ જાય.

**ઈબ્લીસ** – અર્થાત્ અત્યંત નિરાશ, શોકગ્રસ્ત, ઈન્કાર કરનાર. આ તે જિન્નાતનું ઉપનામ છે જેણે અલ્લાહના આદેશની અવહેલના કરીને હઝરત આદમ (અલૈ.) સમક્ષ ઝૂકવાનો ઈન્કાર કર્યો હતો અને પછી એ નિશ્ચય કર્યો હતો કે તે આદમની સંતાનને સત્ય-માર્ગથી વિચલિત કરવાનો પ્રયાસ કરતો રહેશે.

**ઈબાદત** – અર્થાત્ દાસ્યભાવ, વિનમ્રતા, વિનીતભાવ, કોઈકના આગળ આજીજીપૂર્વક પૂર્ણપણે ઝૂકી જવું. 'ઈબાદત'માં પ્રેમ, તીવ્ર આકર્ષણ અને ઊંડી રુચિનો અર્થ પણ સામેલ છે. ઈબાદતનો સંબંધ મનુષ્યના સંપૂર્ણ જીવન સાથે છે. તેથી ઈબાદતનો અર્થ જ્યાં પૂજા, ઉપાસના (Worship) થાય છે ત્યાં આ શબ્દ બંદગી, દાસતા, આજ્ઞાપાલન (Obedience) અને આચરણના અર્થમાં પણ પ્રયુક્ત થાય છે. વાસ્તવમાં અલ્લાહની 'ઈબાદત' કરનાર, ઉપાસક તે જ છે જે તેના આગળ માત્ર વિનમ્રતા જ પ્રગટ ન કરતો હોય, બલ્કે પોતાનું સંપૂર્ણ જીવન તેના જ આજ્ઞાધીન થઈને, તેની જ દાસતામાં વ્યતીત કરતો હોય.

**ઈલાહ** – પૂજ્ય, ઉપાસ્ય, આરાધ્ય, પ્રભુ, ઈશ્વર, ખુદા. (જૂઓ 'અલ્લાહ')

**ઈશા** – રાત્રિનો પ્રથમ પહોર, રાત્રિનો અંધકાર. તે નમાઝ જે સૂર્યાસ્ત પછી પશ્ચિમ દિશામાં લાલિમા સમાપ્ત થઈ જાય પછી પઢવામાં આવે છે. તેનો સમય પ્રાતઃકાળના પરોઢ નીકળતા પહેલા સુધી રહે છે, પરંતુ ઉત્તમ એ છે કે આ નમાઝ રાત્રિના પ્રારંભિક હિસ્સામાં પઢી લેવામાં આવે.

**ઈસ્લામ** – વિનમ્રતા, વિનીત, આજ્ઞાપાલન (Obedience), આત્મસમર્પણ (Surrender), પૂર્ણરૂપે કોઈ બીજા માટેના થઈ જવું (Complete Submission), ત્યાગ, સ્વેચ્છાએ આધીનતાનો સ્વીકાર કરવો. અલ્લાહ સમક્ષ સ્વયંને

સમર્પિત કરી દેવું અને તેની આજ્ઞાનું પાલન કરવાને જ ઇસ્લામ કહે છે. ઇસ્લામનો બીજો અર્થ છે સુલેહ, શાંતિ, કુશળતા, સંરક્ષણ, શરણ વગેરે. પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કહ્યું છે : 'ઇસ્લામ લઇ આવો બરબાદી અને વિનાશથી બચી જશો.' આપ (સલ્લ.)એ એવું પણ કહ્યું કે : 'જે વ્યક્તિ પણ આમાં (ઇસ્લામમાં) આવી ગઈ સલામત (સુરક્ષિત) રહી.'

**ઇહરામ** – હજ્જ કરવાવાળા મક્કા શહેર પહોંચ્યા પહેલા એક નિશ્ચિત સ્થળે સ્નાન (ગુસ્લ) કરીને એક વિશેષ પ્રકારનું ફકીરી વસ્ત્ર ધારણ કરી લે છે અને 'તલ્બિયા' (એક વિશેષ દુઆ-પ્રાર્થના) કહે છે – આ જ ઇહરામ છે. આ વસ્ત્રમાં માત્ર એક સિવ્યા વગરની લુંગી અને એક ચાદર હોય છે, જેને ઉપરથી ઓઢી લેવામાં આવે છે. મહિલાઓ માટે ઇહરામ સીવેલાં વસ્ત્રો જ હોય છે. આ વસ્ત્રો ધારણ કર્યા પછી ઘણી ચીજ-વસ્તુઓ માણસ ઉપર હરામ (અવૈધ) થઈ જાય છે જે સામાન્ય સ્થિતિમાં હરામ નથી. જેમ કે સુગંધનો પ્રયોગ, વાળ કપાવવા, સાજ-શણગાર અને પતિ-પત્ની વચ્ચે કામવાસનામય પ્રસંગ-સંબંધ વગેરે. આવી વસ્તુઓના હરામ હોવાના કારણે જ આ વસ્ત્રને ઇહરામ કહે છે. ઇહરામની સ્થિતિમાં એ પણ મનાઈ છે કે કોઈ જીવની હત્યા કરવામાં આવે કે કોઈ જાનવરનો શિકાર કરવામાં આવે કે કોઈ શિકારીને શિકારનું ઠેકાણું બતાવવામાં આવે.

**ઈમાન** – આસ્થા, વિશ્વાસ, શ્રદ્ધા, માનવું. ઈમાન વાસ્તવમાં પુષ્ટિ કરવાનું અને માનવાનું નામ છે. તેનો વિરોધાર્થી છે ઇન્કાર, ખોટું ઠેરવવું, કુફ્ર વગેરે; જ્યારે વિશ્વાસનો વિરોધાર્થી છે શંકા, દેહ, અવિશ્વાસ. ઈમાન તે વિશ્વાસને કહે છે જેના સાથે શ્રદ્ધા પણ હોય, વિનમ્રતા અને ભય પણ હોય અને તે સાથે આસ્થા અને ભરોસો પણ હોય.

**ઈમાન લાવવું** – માનવું, વિશ્વાસ કરવો, સ્વીકાર કરવો. તે વાતોને માનવી જેને માનવાની શિક્ષા ઇસ્લામ આપે છે. જેમ કે અલ્લાહ ઉપર ઈમાન, તેના રસૂલો–સંદેશવાહકો ઉપર ઈમાન, આખિરત (પરલોક) ઉપર ઈમાન, અંતિમ આકાશી ગ્રંથ કુર્આન અને અન્ય આકાશી ગ્રંથો ઉપર ઈમાન વગેરે.

**ઈમાનવાળા** – તે વ્યક્તિ જે ઈમાન લાવે, તે વાતો ઉપર જેની શિક્ષા ઇસ્લામ આપે છે.

**ઈસાઈ** – ઈસાઈ (ખ્રિસ્તી) ધર્મને માનવાવાળા, પયગંબર હઝરત ઈસા મસીહ (અલૈ.)ના અનુયાયી હોવાનો દાવો કરનાર.

**ઉમરા** – નિર્માણ, શોભા, આબાદી. પરિભાષામાં 'ઉમરા' પણ હજ્જની જેમ એક ઇબાદત છે જે કા'બાની ઝિયારત (દર્શન)ના સાથે કરવામાં આવે છે. હજ્જ અને ઉમરામાં ભેદ છે. હજ્જ સામર્થ્યવાન માટે અનિવાર્ય છે, પરંતુ ઉમરા અનિવાર્ય નથી. હજ્જનો સમય નિશ્ચિત છે, પરંતુ ઉમરા કોઈ પણ સમયે કરી શકાય છે. હજ્જ સામૂહિક રૂપે કરવામાં આવે છે, ઉમરા એકલા-એકલા પણ અદા કરી શકાય છે. ઉમરામાં કેટલીક જ રીતિઓનું પાલન કરવાનું હોય છે.

**ઉમ્મી** – જે વ્યક્તિ કે જાતિ શિક્ષિત ન હોય, જે જાતિ પાસે કોઈ આકાશી ગ્રંથ કે પુસ્તિકાઓ ન હોય. પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ને એટલા માટે ઉમ્મી કહેવામાં આવે છે કે તેઓને વાંચતા-લખતાં આવડતું ન હતું.



**એ'તિકાફ** – એકાંતવાસ. કેટલોક સમય, વિશેષ રૂપે રમઝાનના અંતિમ દસ દિવસ મસ્જિદમાં એકાંતવાસ કરવું અને અલ્લાહના સ્મરણ અને તેની ઇબાદતમાં લાગી જવું. એ'તિકાફની સ્થિતિમાં કેવળ કેટલીક વિશિષ્ટ જરૂરતની હાલતમાં જ વ્યક્તિ મસ્જિદમાંથી બહાર નીકળી શકે છે.

**ઐકાવાળા** – ઐકા તબૂકનું પ્રાચીન નામ છે. ઐકાનો શાબ્દિક અર્થ ઘનઘોર જંગલ થાય છે. મદયનવાળા અને ઐકાવાળા એક જ વંશના બે કબીલા હતા. તેમના વિસ્તારો એક-બીજાથી મળેલા હતા. વેપાર તેમનો વ્યવસાય હતો. બંને કબીલાઓના માર્ગદર્શન માટે હઝરત શુઐબ (અલૈ.)ને અલ્લાહે પયગંબર બનાવીને મોકલ્યા હતા.

**કફ્ફારા** – પ્રાયશ્ચિત (Expiation). કોઈ ગુના કે પાપના દોષથી મુક્ત થવા માટે કરવામાં આવતો ઉપાય અથવા ધાર્મિક કાર્ય. 'કફ્ફારા'નો શાબ્દિક અર્થ થાય છે, છૂપાવવાવાળી વસ્તુ. સદ્કાર્ય કે નેક કાર્ય ગુના કે પાપને ઢાંકી લે છે અને તેની અસરને દૂર કરી દે છે. આ સંબંધે તે કાર્યોને 'કફ્ફારા' કહેવામાં આવ્યા છે જે દોષ-મુક્ત થવા માટે કરવામાં આવે છે. બિભિન્ન ગુના કે પાપનો કફ્ફારો કુર્આનમાં નિશ્ચિત કરી દેવામાં આવેલ છે.

**કાફિર** – કુફ્ર કરનાર, ઇન્કાર કરનાર, ધર્મવિરોધી, સત્યને છૂપાવનાર, અકૃતજ્ઞ, અપકારી. તે લોકો જેઓ તે સચ્ચાઈઓને માનવા અને સ્વીકારવાનો ઇન્કાર કરે છે જેની શિક્ષા અલ્લાહ અને તેના પયગંબરે આપી છે.

**કા'બા** – મક્કા શહેરમા આવેલ તે પ્રતિષ્ઠિત અને પવિત્ર ઘર જેની દીવાલો અલ્લાહની આજ્ઞાનુસાર પયગંબરો હઝરત ઇબ્રાહીમ અને હઝરત ઇસ્માઈલ (અલૈ.)એ ઊભી કરી હતી. આ ઘરને અલ્લાહે સંપૂર્ણ માનવ-જાત માટે ધર્મ-કેન્દ્ર નિયત કર્યું છે. તેના જ તરફ મોઢું કરીને નમાઝ પઢવામાં આવે છે.

**કિતાબ** – આ શબ્દ કુર્આનમાં ઘણા અર્થોમાં વપરાયો છે.

(૧) અલ્લાહની વાણી જે તેના નબીઓ ઉપર અવતારિત થઈ. આખા પુસ્તક કે ગ્રંથને પણ 'કિતાબ' કહે છે, તેના ભાગ કે ખંડને પણ 'કિતાબ' કહે છે. (૨) આદેશ, હુકમ, અનિવાર્ય ધર્મ-વિધાન, કાનૂન, શરીઅત. (૩) અલ્લાહનો અભિલેખ, દસ્તાવેજ (Record) જેમાં દરેક વસ્તુ અંકિત છે. (૪) તે પુસ્તક જેમાં ફેંસલાઓ-નિર્ણયો અંકિત છે. (૫) પત્રના અર્થમાં તેનો પ્રયોગ થયો છે. (૬) તે કર્મપત્રક જેમાં મનુષ્યના પોતાના સારાં-ખરાબ કાર્યોનું વિવરણ આપ્યું હોય. સારા લોકોને તેમનું કર્મપત્રક તેમના જમણા હાથમાં અને ખરાબ લોકોને તેમનું કર્મપત્રક તેમના ડાબા હાથમાં આપવામાં આવશે. (૭) ભાગ્ય, નિયતિ, તકદીર, પૂર્વ નિર્ધારિત વાત.

**કિતાબવાળા (અહલે કિતાબ)** – તે લોકો જેમને અલ્લાહ તરફથી કિતાબ-ગ્રંથ પ્રદાન થયો હતો. આ સંકેત છે યહૂદીઓ અને ઈસાઇઓ તરફ જેમને અલ્લાહે 'તૌરાત' અને 'ઇંજીલ' નામે ગ્રંથો પ્રદાન કર્યા હતા.

**કિબ્લા** – તે વસ્તુ જે માણસના સન્મુખ હોય અને જેના તરફ તેનું ધ્યાન આકૃષ્ટ હોય. પરિભાષામાં તેનાથી અભિપ્રેત તે દિશા છે જેના તરફ મોઢું કરીને નમાઝ પઢવામાં આવે છે, અર્થાત્ કા'બા.

**કિબ્તી** – મિસર (ઇજીપ્ત)ના પ્રાચીન નિવાસી. આ અનેકેશ્વરવાદી હતા.

મૂર્તિઓની પૂજા કરતા હતા. મિસરમાં ઇસરાઈલની સંતાન જયારે ગુલામીનું જીવન વિતાવી રહી હતી, તે વખતે જે જૂથનું દેશમાં શાસન હતું તેનો સંબંધ આ જ 'કિબ્તી' જાતિથી હતો.

**કયામત** — પુનરુત્થાન, પુનર્જીવન, પુનરુજ્જીવન (Resurrection), મહાપ્રલય. એક એવા દિવસથી અભિપ્રેત છે જયારે વર્તમાન લોક અર્થાત્ સૃષ્ટિની વ્યવસ્થા છિન્ન-ભિન્ન થઈ જશે. તમામ જીવધારી મરી જશે. તેના પછી અલ્લાહ એક બીજી સૃષ્ટિનું નિર્માણ કરશે. તમામ લોકો પુનઃ જીવિત કરીને ઉઠાવવામાં આવશે અને તેમને તેમના કર્મોનો બદલો આપવામાં આવશે. આ જ દિવસ કયામત કે કિયામતનો હશે.

**કિસાસ કે કસાસ** — હત્યાદંડ (Retaliation). કિસાસનો અર્થ છે ખૂન કે હત્યા કે લોહીનો બદલો કે વળતર. હત્યા કરનાર હત્યારાને કિસાસમાં મૃત્યુદંડ આપવામાં આવશે. ક્ષમાદાનની સ્થિતિમાં મારી નાખવામાં આવેલ વ્યક્તિના વારસોને કંઈક માલ-ધન અપાવવામાં આવશે. ક્ષમા કરવાનો અધિકાર મારી નાખવામાં આવેલ વ્યક્તિના વારસોને પ્રાપ્ત હશે. કિસાસને લાગુ ન કરવું સમસ્ત સમાજ માટે જોખમની બીના છે. કોઈ પણ સમાજમાં એ સૌથી મોટી આવશ્યકતા છે કે મનુષ્યના પ્રાણોની રક્ષા કરવામાં આવે. જો કોઈ વ્યક્તિ અકારણ કે નાહક રીતે કોઈની હત્યા કરી નાખે છે તો તેનો અર્થ એ છે કે તે વ્યક્તિ સમાજની તે મર્યાદાનું ઉલ્લંઘન કરી રહી રહ્યો છે જેનાથી માનવ-પ્રાણની સુરક્ષા થાય છે. તેથી કુર્આનમાં કહેવામાં આવ્યું છે કે : 'કિસાસમાં તમારા માટે જીવન છે.'

**કુફ્ર** — અધર્મ, ઇન્કાર, અકૃતજ્ઞતા. કુફ્રનો અર્થ થાય છે ઢાંકવું, છૂપાવવું, આવરણ નાખવું, ઇસ્લામનો ઇન્કાર કરવો. ઇસ્લામ મનુષ્યનો સ્વભાવ છે, તેની પ્રકૃતિ છે. ઇસ્લામનો ઇન્કાર કરનાર વાસ્તવમાં પોતાની સહજ અને નિર્મળ પ્રકૃતિ અને સ્વભાવ ઉપર અજ્ઞાનતાનો પડદો નાખે છે, જેને લઈને તે જન્મ્યો છે. કુફ્ર શબ્દ 'શુક્ર' (કૃતજ્ઞતા, આભાર-પ્રદર્શન) અને ઈમાન બંને શબ્દોનો વિરોધાર્થી છે. અલ્લાહના ઉપકાર અને કૃપાના ઇન્કારથી વધીને કૃતઘ્નતા કે અપકાર બીજો કયો હશે. તેથી તેને કુફ્ર કહેવામાં આવેલ છે.

**કુર્આન** — કુર્આનનો અર્થ છે પઢવું, વાંચવું — અલ્લાહના અંતિમ ગ્રંથનું નામ જે પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.) ઉપર અવતરિત થયો છે. આ ગ્રંથનું નામ જ એ દર્શાવે છે કે આ ગ્રંથ એટલા માટે અવતરિત થયો છે કે તેનું વધુમાં વધુ પઠન કરવામાં આવે અને જગતના સૌ લોકો તેનું પઠન કરીને પોતાના જીવનના માર્ગ નિશ્ચિત કરે. આ ગ્રંથને કુર્આન કહેવું એવું જ છે જેમ કે અત્યંત સુંદર વ્યક્તિને 'સૌંદર્ય'નો ઇલ્કાબ પ્રદાન કરી દેવામાં આવે.

**કુરબાની** — બલિદાન. જાનવર કે ચોપાયાને અલ્લાહના નામે કુરબાન કરવાની ક્રિયા. એવી વસ્તુ જેના દ્વારા અલ્લાહનું સામીપ્ય પ્રાપ્ત કરી શકાય. અલ્લાહની પ્રદાન કરેલ વસ્તુને કૃતજ્ઞતાપૂર્વક તેને સમર્પિત કરવી. કુરબાનીની ક્રિયા વાસ્તવમાં પોતાના પ્રાણને અલ્લાહને અર્પણ કરવાનું બાહ્ય પ્રદર્શન છે. જાનવરનું લોહી વહાવીને વાસ્તવમાં એ પ્રતિજ્ઞા કરવામાં આવે છે કે જો અલ્લાહ કાજે અમને પ્રાણ ન્યોછાવર કરવા પડે તો તેમાં કદાપિ કોઈ સંકોચ નહીં થાય. કુરબાની આત્માને શુદ્ધ કરવાનો એક ઉપાય પણ છે. તેથી કુરબાનીની પ્રથા કે પ્રણાલિકા સમસ્ત પ્રાચીન જાતિઓમાં પણ રહી છે અને



તેને અલ્લાહને પ્રસન્ન કરવાનું એક માધ્યમ પણ સમજવામાં આવ્યું છે.

**કુરૈશ** — હઝરત ઇસ્માઈલ (અલૈ.)ની સંતતિમાં નજ્ર બિન કનાનાના વંશથી સંબંધ રાખવાવાળો એક પ્રતિષ્ઠિત કબીલો. પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.) આ જ કબીલામાં જન્મ્યા હતા.

**ખલીફા** — પ્રતિનિધિ, નાયક, નાયબ, કોઈના પછી આવનાર ઉત્તરાધિકારી. પ્રતિનિધિના અર્થમાં ખલીફા તે વ્યક્તિ હોય છે જે માલિકે પ્રદાન કરેલ સત્તા અને અધિકારોનો પ્રયોગ તેના આદેશાનુસાર જ કરે છે. તે પોતાને સ્વામી અને માલિક નથી સમજતો અને વાસ્તવિકતા એ છે કે મનુષ્યને ધરતીમાં જે અધિકારો મળ્યા છે તેનો ઉપયોગ પણ અલ્લાહના આદેશાનુસાર જ થવો જોઈએ.

**ખુલા (ખુલ્અ)** — ઇસ્લામે જો પુરુષોને તલાકનો અધિકાર આપ્યો છે તો સ્ત્રીઓને 'ખુલા'નો. સ્ત્રી જો સમજે છે કે તેનું ગુજરાન કે નિભાવ વર્તમાન પતિ સાથે નથી થઈ શકતો તો તે 'ખુલા' મેળવી શકે છે. સ્ત્રી જો ખુલા મેળવવા માગતી હોય તો તેણીએ તે ધન કે માલ કે તેનો ભાગ પુરુષને પરત કરવો પડશે જે તેને 'મહ્ર'ના રૂપે મળ્યો હતો. સ્ત્રી જો પતિના અન્યાયના કારણે ખુલા મેળવવા ચાહતી હોય તો પુરુષે તેણીને આપેલ ધન કે માલ લેવું જ ઉચિત નહી હોય.

**ગનીમત** — શત્રુ-ધન. સત્ય કાજે કરવામાં આવતા યુદ્ધમાં ધર્મ-વિરોધીઓનું જે ધન અને માલ ઇસ્લામી સૈન્યના કબજામાં આવે છે તેને 'ગનીમત' કહે છે. ઇસ્લામ માત્ર તે જ માલને ગનીમત કહે છે જે યુદ્ધ-ભૂમિમાં શત્રુના સૈન્યથી વિજય મેળવનારના હાથ લાગે છે. ગનીમતના માલમાં ગરીબો, વંચિતો, નિર્ધનો, અસહાય અને જનતાની ભલાઈ અને કલ્યાણ માટે પાંચમો ભાગ નિર્ધારિત છે.

**ગૈબ** — પરોક્ષ, અદૃષ્ય, છૂપાયેલ, જેને જાણવાનો આપણા પાસે કોઈ સાધન ન હોય. ગૈબ શબ્દ રહસ્ય માટે પણ પ્રયુક્ત થયો છે. ગૈબ વાસ્તવમાં તે વસ્તુઓને કહેવામાં આવેલ છે જેના સુધી આપણી જ્ઞાનેન્દ્રિયો અને આપણી અનુભવ-શક્તિની પહોંચ ન હોય. જેમ કે અલ્લાહનું અસ્તિત્વ, ફરિશ્તાઓ, જન્નત, જહન્નમ, આખિરત વગેરે. ગૈબ કે પરોક્ષના વિષયે સમ્યક્ જ્ઞાન વિના માનવ-જીવનની વ્યાખ્યા નથી કરી શકાતી. પરોક્ષ પ્રત્યે સાચું જ્ઞાન આપણી એક મહત્ત્વની આવશ્યકતા છે. પરોક્ષ વિષે સાચી અને ખરી જાણકારી નબીઓ, ઈશદૂતો દ્વારા લાવવામાં આવેલ ઈશ-સંદેશથી જ પ્રાપ્ત થાય છે.

**ઝકાત** — વધવું, વિકસિત થવું, શુદ્ધ થવું. પરિભાષામાં ઝકાત એક નિશ્ચિત ધનને કહે છે. તેને પોતાની કમાણી અને પોતાના માલ-સંપત્તિથી કાઢીને અલ્લાહના દર્શાવેલ શુભ, સાચાં કામોમાં ખર્ચ કરવું અનિવાર્ય ઠરાવવામાં આવ્યું છે. જેમ કે ગરીબો, મુસાફરો, વંચિતોની સેવા, ઋણ કે કરજના બોજથી મુક્તિ અપાવવી, સત્ય-ધર્મ કાજે કરવામાં આવતા કાર્યોમાં ખર્ચ કરવું વગેરે. ઝકાતનું સ્થાન કોઈ ટેક્ષ કે કરનું નથી, બલ્કે આ એક ઇબાદત છે. ઝકાત આપીને બંદો અલ્લાહનો આભાર વ્યક્ત કરે છે અને આ રીતે તે પોતાની આત્માને પણ વિશુદ્ધ અને વિકસિત કરે છે. સ્વયં ઝકાત શબ્દમાં આ જ તથ્ય તરફ સંકેત છે.

**જન્નત** — બાગ, સ્વર્ગ, સુખ અને આનંદનું તે સ્થાન જયાં આખિરતમાં અલ્લાહના આજ્ઞાંકિત અને સત્કર્મી બંદાઓ રહેશે.

**ઝબૂર** — પાટી, પર્ણ, પત્ર, ગ્રંથ. તે ગ્રંથ જે પયગંબર હઝરત દાઊદ અલૈ. ઉપર અવતરિત થઈ. ઝબૂરમાં હઝરત દાઊદ (અલૈ.)ની પ્રાર્થનાઓ પણ આવી ગઈ છે, તેથી તેને ઝબૂર (Psalms) કહે છે.

**જહન્નમ** — નર્ક, દોઝખ (Hell). આખિરતમાં જ્યાં વિદ્રોહીઓ અને અવજ્ઞાકારીઓ લોકોને રાખવામાં આવશે. ત્યાં તેઓ યાતનાગ્રસ્ત હશે. તેઓ અગ્નિમાં બાળવામાં આવશે. આગની યાતના ઉપરાંત ત્યાં બીજી અનેક પ્રકારની યાતનાઓ હશે.

**ઝિક્ર** — સ્મરણ, યાદ, સ્મૃતિ, યાદગીરી, શિખામણ, ઉપદેશ, ઇતિહાસ, દરેક તે વસ્તુ જે કોઈનું સ્મરણ કરાવે. કુર્આન અને અન્ય આકાશી ગ્રંથોને પણ 'ઝિક્ર' કહેવામાં આવેલ છે.

**જિઝયા** — રક્ષા-કર. ઇસ્લામી રાજ્ય કે શાસનમાં રહેનારા બિન-મુસ્લિમ લોકોથી તેમના પ્રાણ, ધન-સંપત્તિ અને ઇજ્જત-આબરૂની રક્ષાના બદલામાં લેવામાં આવતો કર (Tax). બિન-મુસ્લિમોની રક્ષાની જવાબદારી સંબંધે રાજ્ય જે વ્યવસ્થા કરે છે તે કામોમાં આ કરનું ભંડોળ ખર્ચાય છે. વંચિત, ગરીબ અને વિવશ બિનમુસ્લિમોથી જિઝયા લેવામાં આવતો નથી, બલ્કે શાસન સ્વયં તેમની જરૂરતો પૂરી કરવા અંગે જવાબદાર છે. ઇસ્લામી રાજ્યમાં વસનાર મુસલમાનોએ પણ પોતાના ધનમાંથી એક હિસ્સો કાઢવો પડે છે, જેને ઝકાત કહે છે. જેનો ઉલ્લેખ 'ઝકાત'માં આવી ગયેલ છે.

**જિન્ન** — જિન્ન શબ્દમાં ગુપ્ત અને છૂપું હોવાનો અર્થ મળે છે. જિન્ન મનુષ્યોથી ભિન્ન એક પ્રકારનું સર્જન-મખલૂક છે. જિન્ન આંખોથી દેખાતા નથી, તેથી તેમને જિન્ન કહેવામાં આવે છે.

**જિબરીલ કે જિબ્રઈલ** — આ ઇબ્રાની ભાષાનો શબ્દ છે, જેનો અર્થ થાય છે અલ્લાહનો બંદો. જિબરીલ અલ્લાહના એક મુખ્ય ફરિશ્તાનું નામ છે. હઝરત જિબરીલ (અલૈ.)નું વિશેષ કામ એ રહ્યું છે કે તેઓ અલ્લાહની વાણી-કલામ અને આદેશ પયગંબરો સુધી પહોંચાડતા રહ્યા છે. તેમના માટે કુર્આનમાં ક્યાંક-ક્યાંક 'રૂહ' શબ્દ પણ પ્રયોજાયો છે.

**જિહાદ** — તનતોડ કોશિશ, ધ્યેયની સિદ્ધિ કાજે સંપૂર્ણ શક્તિ લગાવી દેવી. યુદ્ધ માટે કુર્આનમાં 'કિતાલ' શબ્દ પ્રયુક્ત થયો છે. જિહાદનો અર્થ કિતાલના અર્થથી ખૂબ વિસ્તૃત છે. જે વ્યક્તિ સત્ય-ધર્મ માટે પોતાના ધન, પોતાની કલમ, પોતાની વાણી વગેરેથી પ્રયત્નશીલ હોય અને તેના માટે પોતાની જાત થકવી નાખતો હોય તે જિહાદ જ કરી રહ્યો છે. ધર્મ માટે યુદ્ધ પણ કરવું પડે અને તેના માટે પોતાના પ્રાણનું પણ બલિદાન આપવું પડે. આ પણ જિહાદનું એક અંગ છે. જિહાદને તે જ સમયે ઇસ્લામી જિહાદ કહી શકાશે જ્યારે કે તે અલ્લાહ માટે હોય, ઈશ-માર્ગમાં હોય. અલ્લાહના નામે અને તેના દીન અર્થાત્ ધર્મની પ્રતિષ્ઠા માટે હોય, ન કે ધન-દોલતની પ્રાપ્તિ માટે. જિહાદનો મુખ્ય ઉદ્દેશ્ય છે સત્ય-માર્ગના અવરોધોને દૂર કરવા, જગતને અલ્લાહ સિવાય અન્યોની દાસતા-ગુલામીથી મુક્ત કરાવવું, ધર્મના પાલનમાં જે અડચણો અને રૂકાવટો હોય તેને દૂર કરવી.

**ઝુહ્ર** — ત્રીજો પહોર, દિવસ ઢળવાનો સમય, તે નમાઝ જે દિવસ ઢળ્યા પછી પઢવામાં આવે છે.

**તક્વા** — ડર રાખવો, સંયમ, ધર્મપરાયણતા, પરહેજગારી, અનન્યભાવ,



ભક્તિભાવ (Devotion). તકવાનો શાબ્દિક અર્થ છે બચવું. કોઈ વસ્તુથી પહોંચનાર હાનિ કે નુકસાનથી સ્વયંને બચાવવું, કોઈ આફતથી પોતાને બચાવવું, અલ્લાહની અવજ્ઞાથી બચવું અને તેની અપ્રસન્નતા કે નારાજગીથી બચવું.

તકવા વાસ્તવમાં તે અહેસાસ, મનોભાવ અને ચેતના છે જે અલ્લાહના ડરથી મનમાં જન્મે લે છે, અને પછી મનુષ્ય અલ્લાહના આદેશ-પાલનમાં લાગી જાય છે અને તેની અવજ્ઞાથી બચવાનો પ્રયત્ન કરે છે. સુંદર પોષાકની જેમ તકવા પણ મનુષ્યના આત્મિક સૌંદર્યમાં અભિવૃદ્ધિ કરે છે. તેનાથી અનિવાર્યતઃ તેના જીવનમાં સુંદરતા અને પવિત્રતા આવી જાય છે.

**તયમ્મુમ** — પાણી ન મળવાને કારણે સ્નાન અને વુઝૂના બદલે તયમ્મુમથી કામ લેવામાં આવે છે, અર્થાત્ શુદ્ધ અને પવિત્ર માટી ઉપર હાથ મારીને કે લગાવીને પોતાના ચહેરા અને હાથો ઉપર હાથ ફેરવી લેવામાં આવે છે. આ રીત એટલા માટે અપનાવવામાં આવી છે જેથી શુદ્ધતા અને પવિત્રતા (પાકી)નો વિચાર સદૈવ બનેલો રહે અને માણસ ક્યારેય પણ તેનાથી બેદરકાર ન રહે.

**તલાક** — છૂટકારો, છૂટાછેડા (Divorce), પતિ દ્વારા પત્નીનો પરિત્યાગ, લગ્ન-વિચ્છેદ. ઇસ્લામે તલાકને પસંદ કરી નથી. ઇસ્લામ અનુસાર તલાક ત્યારે જ આપવી જોઈએ જ્યારે પતિ-પત્ની દરમ્યાન નિભાવ કોઈ પણ સંજોગોમાં સંભવ ન રહે. કુર્આન તો એ શિક્ષા આપે છે કે જો પત્ની નાપસંદ હોય તો યથા-સંભવ તેના સાથે નિભાવવાની કોશિશ કરો. તેની શિક્ષાનુસાર પત્ની સાથે નિર્વાહ અસંભવ જ બની જાય તો તેને એકદમ ત્યજી દેવું પણ સારું નથી, બલ્કે એક-એક મહિનાના અંતરે તલાક આપો, જેથી ત્રીજા મહિનાના અંત સુધી વિચારવા-સમજવાની તક બાકી રહે. શક્ય છે કે કોઈ ઉપાય મેળ-મેળાપનો નીકળી આવે.

**તસ્બીહ** — અલ્લાહની મહાનતાનું વર્ણન (Glorification), તેના ગુણગાન કરવા, તેની પવિત્રતાનો જાપ કરવો. તસ્બીહનો અર્થ છે ચહેરા સુધી સ્વયંને બિછાવી દેવું. નમાઝને પણ તસ્બીહ કહેવામાં આવેલ છે, એટલા માટે કે નમાઝમાં પણ નમાઝ પઢનાર અલ્લાહ સમક્ષ સિજદામાં ચહેરા સુદ્ધાંને બિછાવી દે છે અને તેની મહાનતાનું વર્ણન કરે છે. જગતની તમામ વસ્તુઓ અલ્લાહની મહાનતાની સાક્ષી છે અને અલ્લાહની મોટાઈ અને તેની આજ્ઞા સામે ઝૂકેલી છે. તેથી કુર્આનમાં કહ્યું છે કે સૃષ્ટિની તમામ ચીજ-વસ્તુઓ અલ્લાહની તસ્બીહ કરી રહી છે.

**તવાફ** — પરિક્રમા, ચક્કર લગાવવું. હજ્જ કે ઉમરા કરવાવાળા અલ્લાહના ઘર—કા'બાની ચોતરફ સાત ચક્કર લગાવે છે. તેને તવાફ કહે છે.

**તહજ્જુદ** — નિદ્રા કે ઊંઘ તોડીને ઉઠવું. તેનાથી તાત્પર્ય તે નમાઝ છે જે રાત્રિના એક ભાગમાં સૂઈ લીધા પછી ઉઠીને પઢવામાં આવે છે. ઊંઘ્યા પહેલાં પણ આ નમાઝ પઢી શકાય છે. આ નમાઝનું ચરિત્ર-નિર્માણ અને આત્મિક વિકાસમાં ખૂબ મહત્ત્વ છે.

**તાગૂત** — આ શબ્દ 'તુગ્યાન્'થી નીકળ્યો છે. 'તુગ્યાન્'નો અર્થ છે સીમાથી આગળ વધવું, હદ પાર કરી જવું, નિરંકુશ બની જવું. આમ, દરેક તે વસ્તુને તાગૂત કહેવાશે જેમાં અલ્લાહના સામે ઉદ્દંડતા-વિદ્રોહ જોવા મળે અને જે ઉદ્દંડતા ઉપર લોકોને ઉત્પ્રેરિત કરે,

ચાહે તે માણસની પોતાની ઇચ્છા હોય કે સમાજનો કોઈ પણ વ્યક્તિ હોય, અથવા કોઈ સત્તા, શાસન કે સરકાર કે સંસ્થા હોય, કે પછી સ્વયં શેતાન હોય અથવા ઇબ્લીસ હોય.

**તૂર** – પહાડ. એક વિશેષ પહાડનું નામ. સીના પર્વત, મૂસા પર્વત જે કુર્આનના અવતરણ કાળમાં 'તૂર'ના નામથી વિખ્યાત હતો. આ પર્વત દ્વીપકલ્પ સીનાના દક્ષિણમાં આવેલ છે. તેની ઊંચાઈ ૭૩૫૯ ફૂટ છે.

**તૌબા** – પશ્ચાતાપ (Repentance), ક્ષમા-યાચના, પરત ફરવું, પલટવું. ઉન્મુખ થવું વગેરે. મનુષ્ય તરફથી તૌબાનો અર્થ એ થાય છે કે તે ગુના (પાપ) અને બૂરાઈને ત્યજીને અલ્લાહની પ્રસન્નતા તરફ પલટે છે અને અલ્લાહ તરફથી તૌબાનો અર્થ એ થાય છે કે તે પોતાના બંદા તરફ, જે પોતાના ગુનાઓથી લજ્જિત છે અને પશ્ચાતાપ કરી રહ્યો છે ફરી દયા-દ્દષ્ટિથી જુએ અને તેના ગુના કે પાપોને ક્ષમા કરી દે અને પોતાની નારાજગી સમાપ્ત કરીને તેના તરફ કૃપા અને કરુણાની સાથે પલટે.

**તૌરાત** – તૌરાત ઇબ્રાની ભાષાનો શબ્દ છે, જેનો અર્થ થાય છે 'આદેશ અને કાનૂન'. તૌરાત તે ગ્રંથ છે જે પયગંબર હઝરત મૂસા (અલૈ.) ઉપર અવતરિત કરવામાં આવ્યો, જે પયગંબરી મળ્યાથી ૪૦ વર્ષ સુધી ઉતરેલા આદેશોનો સંગ્રહ છે, તેને જ કુર્આન 'તૌરાત' કહે છે. તેમાં દસ આદેશો તે હતા જે પાટીઓમાં અંકિત કરીને તેમને આપવામાં આવ્યા હતા. 'તૌરાત' પુસ્તક રૂપે 'બૈતુલમકદિસ'ની પ્રથમ તબાહી સુધી મોજૂદ હતી. તેની તબાહીમાં તૌરાતની પ્રતો હંમેશા માટે લુપ્ત થઈ ગઈ. આ તબાહી બાબિલના સમ્રાટ Nebuchand Nezzerના હસ્તે આવી હતી. પછીથી જ્યારે બની ઇસરાઈલના બચેલા લોકો સમ્રાટની કેદથી મુક્ત થઈને પરત આવ્યા અને બૈતુલમકદીસનું પુનઃનિર્માણ કર્યું, તો હઝરત ઉઝૈરે પોતાની જાતિના કેટલાક મહાપુરુષોની મદદથી બની ઇસરાઈલનો ઇતિહાસ લખ્યો. જે બાઇબલના પ્રથમ ૧૭ પુસ્તકોના રૂપે આપણા સામે છે. ઇતિહાસના ચાર પુસ્તકો ખુરૂજ (Exodus), અહબાર (Leviticus), ગિન્તી (Numbers) અને ઇસ્તિસ્ના (Deuteronomy), – હઝરત મૂસા (અલૈ.)ના જીવન-ચરિત્રથી સંબંધિત છે. આ પુસ્તકોમાં હઝરત ઉઝૈર અને તેમના સાથીઓએ ઠેક-ઠેકાણે 'તૌરાત'ની તે આયતોને લખી દીધી છે જે તેમને પ્રાપ્ત થઈ શકી હતી. આ આયતોને એ રીતે ઓળખી શકાય છે કે જે જગ્યાએ પુસ્તકમાં એવું જોવા મળે છે કે 'ખુદાએ મૂસાથી કહ્યું' કે 'મૂસાએ કહ્યું કે ખુદાવન્દ તમારો ખુદા કહે છે' ત્યાંથી તૌરાતનો એક હિસ્સો વર્ણન થાય છે. તૌરાતના આ જ વિખરાયેલ અંશો છે જેને કુર્આન 'તૌરાત' કહે છે અને તેનું જ તે સમર્થન કરે છે.

**તૌહીદ** – એકેશ્વરવાદ - Devine Unity. અલ્લાહને એક માનવું અને કોઈને પણ તેનો ભાગીદાર અને સમકક્ષ ન ઠરાવવું. આ જ તૌહીદ તમામ પયગંબરોની શિક્ષાઓની આધારશિલા રહી છે. તૌહીદ માત્ર એક ધારણા જ નહીં, બલ્કે આપણા સંપૂર્ણ જીવન ઉપર તેનો પ્રભાવ પડે છે. અલ્લાહને એક માનવાનો અર્થ છે કે બંદો પોતાને તદ્દન અલ્લાહને સમર્પિત કરી દે. તેને જ પોતાનો સૃષ્ટા, સ્વામી, શાસક અને બધું જ સમજે. તેની જ બંદગી અને ઇબાદતને પોતાનું કર્તવ્ય જાણે. તેના આદેશોનું પાલન કરે. તેના ઉપર જ ભરોસો કરે. તેને જ મદદ માટે પોકારે. મુસીબતમાં તેનાથી જ ફરિયાદ કરે. દરેક સ્થિતિમાં તેના જ તરફ ધ્યાન કરે. સાચા હૃદયથી તેને પ્રેમ કરે. તેના અસ્તિત્વ



અને તેના ગુણોમાં કોઈને ભાગીદાર ન સમજે. જે અધિકારો અલ્લાહના છે તેમાં કોઈને સામેલ ન કરે. 'તૌહીદ' ધર્મનો માત્ર એક અંશ નથી, બલ્કે તેણે સંપૂર્ણ ધર્મને ઘેરામાં લઈ રાખેલ છે. તૌહીદથી અલગ થઈને સત્ય-ધર્મની કલ્પના પણ કરી શકાતી નથી.

**દીન** – ધર્મ, જીવન-પ્રણાલી, જીવન-વ્યવસ્થા. તે કાનૂન અને નિયમો કે વિધાન જેના ઉપર મનુષ્યની વિચારધારા અને કાર્ય-પ્રણાલી વગેરે બધું જ અવલંબિત છે. 'દીન' શબ્દના મૌલિક અર્થમાં આધીનતા અને વિનમ્રતાનો ભાવ સમાયેલો છે. વળી તેમાં ચાર અર્થોનો આવિર્ભાવ થયો છે – (૧) પ્રભુત્વ, (૨) આજ્ઞાપાલન, આધીનતા અને બંદગી, (૩) વિધિ-વિધાન, નિયમ, પ્રણાલી જેનું પાલન કરવામાં આવે અને (૪) તપાસ, ફેંસલો, સારા-ખરાબ કર્મોનો બદલો. કુર્આનમાં 'દીન' શબ્દ આ બધા અર્થોમાં પ્રયોજાયો છે.

**નજ, નઝ્ર** – ભેટ, પ્રતિજ્ઞા, મન્નત, માનતા. માત્ર અલ્લાહ માટે જ નજ પ્રસ્તુત કરી શકાય છે. કોઈ અન્યના આગળ નજ પૂરી કરવી જાયઝ-માન્ય નથી. આપણે પ્રેમ-ભાવથી જો કોઈકને કોઈ વસ્તુ આપીએ છીએ તેને હદ્દયો કે ઉપહાર કે ભેટ કહીશું, નજ નહીં. નજ માત્ર અલ્લાહ માટે વિશિષ્ટ છે.

**નબી** – પયગંબર, ઈશદૂત, જે નબૂવ્વત-પયગંબરીના પદ ઉપર નિયુક્ત કરવામાં આવેલ હોય, સંદેશવાહક. નબી ઉપર અલ્લાહની વાણી-કલામ અવતરિત થાય છે. અલ્લાહ તેને પોતાના આદેશથી અવગત કરાવે છે. પછી નબીનું કર્તવ્ય એ છે કે તે લોકો સુધી અલ્લાહનો સંદેશ પહોંચાડે. જગતમાં ઘણા નબીઓ થઈ ગયા. સૌથી અંતિમ નબી હઝરત મુહમ્મદ (સલ્લ.) છે.

**નમાઝ** – કુર્આનમાં નમાઝ માટે 'સલાત' શબ્દ વપરાયો છે. સલાતનો અર્થ થાય છે કોઈ વસ્તુ તરફ આગળ વધવું અને તેમાં પ્રવેશ કરી જવું, કોઈ વસ્તુ તરફ ધ્યાન કરવું કે આપવું. અહીંથી જ આ શબ્દ ઝૂકવા અને પ્રાર્થનાના અર્થમાં પ્રયુક્ત થવા લાગ્યો. પૂજા અને ઉપાસના કે ઇબાદત માટે આ શબ્દનો પ્રયોગ અત્યંત પ્રાચીન છે. 'સલાત' બંદાને તેના પોતાના રબ-પ્રભુથી મળાવે છે અને તેનાથી જોડે છે. નમાઝ માટે 'સલાત' શબ્દ અત્યંત અર્થપૂર્ણ છે. નમાઝ દિવસમાં પાંચ વખત અદા કરવી અનિવાર્ય છે. નમાઝનો મૂળ ઉદ્દેશ્ય અલ્લાહનું સ્મરણ અને તેની યાદ છે. જે નમાઝથી દૂર છે તે જીવનની વાસ્તવિકતાથી અનભિજ્ઞ છે, તેને જીવનનો વાસ્તવિક આનંદ પ્રાપ્ત નથી. આવી વ્યક્તિ અલ્લાહનો અવજ્ઞાકારી અને અકૃતજ્ઞ જ નથી, બલ્કે સ્વયં પોતાનો ઘાતક છે.

**નમાઝ કાયમ કરવી** – નમાઝને સારી રીતે તેના બધા જ નીતિ-નિયમોના સાથે અદા કરવી.

**નસારા** – ઈસાઈ 'નસારા' નસરાનનું બહુવચન છે. હઝરત ઈસા મસીહ (અલૈ.)ના અનુયાયીઓનું આ નામ આરંભથી જ હતું.

**નિફાક** – છળ, કપટ, આંતરિક વૈમનસ્ય, કપટાચાર. નિફાક કે કપટાચાર એ છે કે કોઈ એક દરવાજાથી તો ધર્મમાં પ્રવેશ કરે, પરંતુ બીજા દરવાજાથી બહાર નીકળી જાય. બાહ્ય રૂપે તો પોતાને મુસલમાનોમાં સામેલ રાખે, પરંતુ ઇસ્લામથી તેમનો વાસ્તવિક સંબંધ ન હોય. નિફાકના ઘણા પ્રકાર છે. વિવરણ માટે જૂઓ 'મુનાફિક'.

**નબૂવ્વત** – પયગંબરી, ઈશદૂતત્વ, નબી હોવાનો ભાવ. (જૂઓ 'નબી').

**નૂહની જાતિવાળા** – તે લોકો જેમના દરમ્યાન પયગંબર હઝરત નૂહ (અલૈ.) અલ્લાહ તરફથી ધર્મ-પ્રચાર કર્યો.

કુર્આન અને બાઇબલથી એ જ્ઞાત થાય છે કે નૂહની જાતિવાળાઓ તે ભૂ-ભાગમાં રહેતા હતા જેને આજે ઈરાક કહે છે. તેની પુષ્ટિ એવા શિલાલેખોથી પણ થાય છે જે બાઈબલથી પણ વધુ પ્રાચીન છે. આ શિલાલેખોમાં તે જળ-પ્રલયનો ઉલ્લેખ મળે છે જેનું વર્ણન કુર્આન અને બાઈબલમાં જોવા મળે છે. આ જળ-પ્રલયથી મળતી કથાઓ યૂનાન, ઇજીપ્ત, ભારત અને ચીનના સાહિત્યમાં પણ મળે છે, બલ્કે બર્મા, મલેશિયા, ઓસ્ટ્રેલિયા, ન્યૂગિની, અમેરિકા અને યૂરોપના વિભિન્ન ભાગોમાં પણ આવી જ લોકવાયકાઓ પ્રાચીન કાળથી ચાલી આવી છે. તેનાથી અનુમાન કરી શકાય છે કે જળ-પ્રલયની ઘટના તે સમયની છે જ્યારે સંપૂર્ણ માનવ-જાતિ કોઈ એક ભૂ-ભાગમાં વસતી હતી, પછી ત્યાંથી નીકળીને તે દુનિયાના જુદા-જુદા ભાગોમાં ફેલાઈ.

જળ-પ્રલય વખતે અલ્લાહના આદેશથી હઝરત નૂહ (અલૈ.) અને તેમના સાથીઓ જે નૌકામાં સવાર થઈ ગયા હતા, તે નૌકાનો ઢાંચો હજુ હમણાં જ જૂદી પર્વત ઉપર શોધી કાઢવામાં આવ્યો છે. આ શોધ એક અમેરિકી વૈજ્ઞાનિક Vendyl Jonesના પ્રયાસોનું પરિણામ છે. (વિસ્તૃત જાણકારી માટે જૂઓ 'The Mail on Sunday, London, January 30, 1994')

**નેઅમત** – અલભ્ય પદાર્થ, સુખ-સામગ્રી, કૃપા, ઉપકાર, અહેસાન.

**પારા** – ખંડ (Part). કુર્આનને ૩૦ ભાગોમાં વહેંચી નાખવામાં આવ્યું છે.

**પયગંબર** – નબી, રસૂલ, મનુષ્ય પાસે અલ્લાહનો સંદેશ લઈને આવનાર સંદેશવાહક. તે વ્યક્તિ જે પયગંબરીના પદ ઉપર નિયુક્ત કરવામાં આવે. જૂઓ 'નબી'.

**ફજ્ર** – ઉષાકાળ, અરુણોદય, પ્રાતઃકાળ, પરોઢ નીકળવી. તે નમાઝ જે સવારે પરોઢ નીકળ્યા પછી અને સૂર્યોદયના પહેલા પઢવામાં આવે છે.

**ફસાદ** – બગાડ. માનવ-સમાજની વ્યવસ્થા અને ધરતીનો પ્રબંધ જો અલ્લાહની આજ્ઞા અને તેના આદેશો અનુસાર ન હોય અને મનુષ્ય પોતાની તુચ્છ મનેચ્છાઓનો દાસ બની જાય તો આ ખૂબ મોટા બગાડની વાત છે. જ્યારે મનુષ્ય અલ્લાહના આદેશો અને તેણે અર્પેલ કાનૂન અને નિયમોનો ત્યાગ કરે છે તો તેના પરિણામસ્વરૂપ ધરતી બૂરાઈઓથી ભરાઈ જાય છે. ધરતીમાં ન્યાય અને શાંતિની સ્થાપના સંભવ નથી, જ્યાં સુધી મનુષ્ય અલ્લાહનો પૂર્ણરૂપે આજ્ઞાંકિત ન બની જાય અને જીવનના પ્રત્યેક વિભાગમાં તેના આદેશોનું પાલન ન કરવા લાગે.

**ફિત્ના** – ઉપદ્રવ, ત્રાસ, સતામણી, જુલમ (Persecution). 'ફિત્ના'થી તાત્પર્ય એ છે કે કોઈ વ્યક્તિ કે જૂથ ઉપર માત્ર એટલા માટે અત્યાચાર અને અતિરેક કરવામાં આવે કે તેણે સમાજમાં પ્રચલિત ભાવનાઓ અને ધારણાઓથી વિપરીત કેટલીક બીજી ભાવનાઓ અને ધારણાઓને સત્ય સમજીને અપનાવી લીધી છે; અને તે પોતાના વિચારોનો પ્રચાર અને ખોટા વિચારો અને ધારણાઓનું ખંડન કરે છે.; જેથી સમાજનું ભલું અને કલ્યાણ થાય અને લોકો જીવનના વાસ્તવિક ઉદ્દેશ્યને મેળવી લે. કુર્આનમાં કહેવામાં આવ્યું છે કે સામાન્ય સંજોગોમાં હત્યા ચોક્કસ અત્યંત ખરાબ છે, પણ 'ફિત્નો'



એ હત્યાથી પણ વધુ મોટું પાપ છે.

**ફિદ્યા** – મુક્તિ-પ્રતિદાન, અર્થ-દંડ. તે ધન જેના બદલામાં કોઈ અપરાધીને છોડાવી શકાય અથવા પ્રાણ-દંડથી મુક્ત કરાવવામાં આવે. તે માલ જે વ્યક્તિ પોતાની ભૂલ અને ક્ષ્યાશના બદલામાં વંચિતો-જરૂરતમંદો ઉપર ખર્ચ કરે.

**ફિરદૌસ** – જન્નત, વૈકુંઠ, સ્વર્ગ (Paradise). ફિરદૌસ શબ્દ સંસ્કૃત, ઇબ્રાની, ઈરાની, યૂનાની, અરબી વગેરે લગભગ તમામ ભાષાઓમાં જોવા મળે છે. આ શબ્દ બધી ભાષાઓમાં એવા બાગો માટે પ્રયુક્ત થયો છે જે વિશાળ હોય અને તેના ચોતરફ કોટ હોય અને માણસના રહેઠાણથી મળેલો હોય અને તેમાં દરેક પ્રકારના ફળો વિશેષતઃ દ્રાક્ષ હોય.

**ફરિશ્તા** –ફિરસ્તો, Angel. કુર્આનમાં એના માટે 'મલક' શબ્દ આવ્યો છે. મલકનો અર્થ થાય છે સંદેશ લાવવાવાળો. ફરિશ્તામાં એની ક્ષમતા હોય છે કે તે અલ્લાહથી પોતાનો સંપર્ક સ્થાપી શકે અને માનવ-જગતથી પણ પોતાનો સંબંધ જોડી શકે. તેથી તેઓ અલ્લાહના સંદેશને પયગંબરો સુધી પહોંચાડવા માટે નિયુક્ત થઈ શક્યા છે. ફરિશ્તાઓ અલ્લાહે પેદા કરેલ છે અને તેના બંદાઓ છે. તેઓ તે જ કામ કરે છે જેનો તેમને આદેશ આપવામાં આવે છે. તેઓ હંમેશા અલ્લાહના ગુણગાન કરતા રહે છે. અલ્લાહે ઘણા ફરિશ્તાઓને પોતાના મહાન કાર્યના પ્રબંધમાં લગાવી રાખ્યા છે. ફરિશ્તાઓ જરૂર પડે તો જે રૂપ ચાહે ધારણ કરી શકે છે. પથભ્રષ્ટ લોકો તેમને દેવી-દેવતા બનાવીને પૂજવા લાગ્યા. તેમને ભલામણકર્તા અને કષ્ટ-નિવારક પણ સમજી લેવામાં આવ્યા અને તેમનાથી પ્રાર્થનાઓ પણ થવા લાગી. કુર્આને ફરિશ્તાઓની હેસિયત સ્પષ્ટ કરી દીધી છે, જેથી અનેકેશ્વરવાદનો દરવાજો બંધ થઈ શકે.

**બૈઅત** – (Taking oath of allegiance) વચન આપવું, આજ્ઞાપાલનની પ્રતિજ્ઞા કરવી, વચનબદ્ધ થવું વગેરે.

**બની ઇસ્માઈલ** – પયગંબર હઝરત ઇસ્માઈલ (અલૈ.)ના વંશના લોકો. હઝરત ઇસ્માઈલ (અલૈ.) પયગંબર હઝરત ઇબ્રાહીમ (અલૈ.)ના મોટા પુત્ર હતા. અલ્લાહના અંતિમ પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)નો જન્મ બની ઇસ્માઈલના વંશજોમાં થયો હતો.

**બની ઇસરાઈલ** – ઇસરાઈલની સંતાન, યહૂદી, Israelites. ઇસરાઈલ પયગંબર હઝરત યાકૂબ (અલૈ.)નું બીજું નામ હતું. હઝરત યાકૂબ (અલૈ.) પયગંબર હઝરત ઇસ્હાક (અલૈ.)ના પુત્ર અને હઝરત ઇબ્રાહીમ (અલૈ.)ના પૌત્ર હતા. યહૂદીઓ એમના જ વંશજ હતા, તેથી તેમને બની ઇસરાઈલ કહીને પોકારવામાં આવ્યા છે. હઝરત નૂહ (અલૈ.) પછી હઝરત ઇબ્રાહીમ (અલૈ.) પ્રથમ નબી હતા, જેમને અલ્લાહે ઇસ્લામના સાર્વભૌમિક નિમંત્રણ માટે પસંદ કર્યા. આ પવિત્ર કાર્યમાં હઝરત ઇબ્રાહીમ (અલૈ.)એ પોતાનું સમગ્ર જીવન ખપાવી દીધું. આપના પછી આ પ્રતિષ્ઠા આપની સંતાનની તે શાખાને પ્રાપ્ત થઈ, જે હઝરત ઇસ્હાક અને હઝરત યાકૂબ (અલૈ.)થી ચાલે છે, અર્થાત્ બની ઇસરાઈલ. આ શાખમાં અલ્લાહે ઘણા નબીઓ પેદા કર્યા. બની ઇસરાઈલને જે પદ પ્રાપ્ત હતું, તે સૌથી મોટી શ્રેષ્ઠતા અને અલ્લાહની મહત્ત્વની કૃપા હતી, તે સંદર્ભમાં જ

કુર્આનમાં વારંવાર 'બની ઇસરાઈલ' કહીને તેને યાદ અપાવવામાં આવેલ છે.

**બનૂ નઝીર** — આ યહૂદીઓના એક કબીલાનું નામ છે, જે યસરિબ અર્થાત્ મદીનામાં શતાબ્દીઓથી આબાદ હતો.

**બંદગી** — દાસતા, ગુલામી, ઇબાદત, ઉપાસના.

**બૈતુલ મકદિસ** — પવિત્ર ઘર, મસ્જિદે અક્સા. અલ્લાહનું તે પવિત્ર ઘર જે યરૂશલમમાં આવેલ છે, જેના નિર્માણનો સંકલ્પ પયગંબર હઝરત દાઊદ (અલૈ.)એ કર્યો હતો અને આ કામ તેમના પુત્ર પયગંબર હઝરત સુલેમાન (અલૈ.)ના હસ્તે પૂરૂં થયું. જયાં સુધી બની ઇસરાઈલ નેતૃત્વના પદ ઉપર રહ્યા ત્યાં સુધી બૈતુલ મકદિસ જ સત્યવાદીઓનુ કેન્દ્ર અને કિબ્લા રહ્યું. હઝરત મુહમ્મદ સલ્લ. અને આપના સાથીઓએ પણ આરંભમાં તેને જ પોતાનો કિબ્લા બનાવી રાખ્યું હતું, જયાં સુધી બની ઇસરાઈલને વિધિપૂર્વક નેતૃત્વના પદ ઉપરથી દૂર કરવામાં આવ્યા ન હતા. તે પછી કા'બાના, જે મક્કામાં સ્થિત છે, 'ધર્મ-કેન્દ્ર' અને 'કિબ્લા'ની ઘોષણા કરી દેવામાં આવી અને બની ઇસરાઈલને નેતૃત્વ-પદથી હટાવીને હઝરત મુહમ્મદ (સલ્લ.) ઉપર ઈમાન લાવનાર સમુદાયને માનવ-જાતના માર્ગદર્શન માટે નિયુક્ત કરવામાં આવ્યું. આરંભમાં 'કા'બા' જ હઝરત ઇબ્રાહીમ (અલૈ.)નું નિમંત્રણ-કેન્દ્ર હતું. તેથી 'કિબ્લા' હોવાના ગૌરવની પ્રાપ્તિનો અધિકાર 'કા'બા'ને જ પહોંચતો હતો.

**મજૂસ** — મજૂસથી અભિપ્રેત ઈરાનના અગ્નિ-પૂજક લોકો છે, જે પ્રકાશ અને અંધકારના બે જુદા-જુદા ખુદામાં માનતા હતા અને પોતાને જરથુસ્ટ્રના અનુયાયી સમજતા હતા. આ સમુદાયમાં ધીરે-ધીરે બગાડ એટલી હદે પ્રસરી ગયો કે પોતાની સગી બહેન સાથે લગ્ન કરવા લાગ્યા હતા.

**મદયનવાળા** — અરબસ્તાનની એક પુરાણી જાતિ. આ જાતિની વસ્તી હિજાજથી ફલસ્તિન (પેલેસ્ટાઇન)ના દક્ષિણ સુધી અને ત્યાંથી સીના દ્વીપકલ્પના અંતિમ છેડા સુધી, રાતા સમુદ્ર અને અકબાની ખાડી સુધી ફેલાયેલ હતી. તેનું કેન્દ્ર મદયન નગર હતું. મદયનવાળાનો મૂળ વ્યવસાય વેપાર હતો. પ્રાચીન કાળમાં વેપારનો જે મુખ્ય માર્ગ રાતા સમુદ્રના કિનારે-કિનારે યમનથી મક્કા અને યંબૂઅ થઈને સીરિયા સુધી જતો હતો અને બીજો માર્ગ જે ઈરાકથી મિસર (ઇજીપ્ત) તરફ જતો હતો તેના ચોરાહા ઉપર મદયનવાળાની વસ્તીઓના ખંડેરો જોવા મળે છે. તેથી જ અરબસ્તાનના બધા લોકો આ જાતિથી સારી રીતે પરિચિત હતા. મદયનવાળા હઝરત ઇબ્રાહીમ (અલૈ.)ના પુત્ર મિદયાનના વંશજો બતાવવામાં આવે છે. આ જાતિના માર્ગદર્શન માટે અલ્લાહે હઝરત શુઐબ (અલૈ.)ને પયગંબર બનાવીને મોકલ્યા. આ જાતિમાં અનેકેશ્વરવાદ જ નહિં, બલ્કે તે ઉપરાંત બીજી ઘણી બુરાઈઓએ જન્મ લઈ લીધો હતો. આ લોકો વટેમાર્ગુઓને લૂટતા હતા અને લેણ-દેણમાં પણ અપ્રમાણિકતા આચરતા હતા. જયારે આ જાતિના લોકોએ પયગંબરની વાત ન માની તો અલ્લાહે યાતના-ગ્રસ્ત કરી દીધા. કુર્આન તે અંગે કહે છે કે આ જાતિના લોકો ઉપર હચમચાવી નાખે તેવી આફત ઉતરી અને તેઓ પોતાના ઘરોમાં ઊંધા મોઢે પડેલા રહી ગયા.

મદયનવાળા અને ઐકાવાળા એક જ નસલના બે કબીલા હતા અને બંનેની



સુધારણા માટે અલ્લાહે એક જ નબીને મોકલ્યા.

**મન્ન અને સલવા** — ખાદ્ય-પદાર્થ હતા, જે બની ઇસરાઈલને ૪૦ વર્ષ સુધી નિરાશ્રિત હોવાની સ્થિતિમાં મળતા હતા. આ અલ્લાહનો તેમના ઉપર વિશેષ ઉપકાર હતો. 'મન્ન'ને તેઓ એક પ્રકારના મીઠા અને સ્વાદિષ્ટ મધના રૂપે પ્રયોગ કરતા હતા, જે ઝાકળની જેમ પડતું હતું અને ઠરી જતું હતું. 'સલવા' બટેર પ્રકારના પક્ષીઓ હતા, જેને તેઓ ખાતા હતા. 'મન્ન' અને 'સલવા'નો ઉલ્લેખ બાઈબલમાં પણ મળે છે.

**મસ્જિદે હરામ** — પ્રતિષ્ઠિત મસ્જિદ. અલ્લાહનું પ્રતિષ્ઠિત ઘર. તેનાથી તાત્પર્ય મક્કામા આવેલ તે મસ્જિદ છે, જેના વચ્ચે કા'બા સ્થિત છે.

**મહ્ર** — તે રકમ કે માલ જે લગ્ન (નિકાહ)ના સંબંધથી પતિ પોતાની પત્નીને આપે છે. કુર્આનમાં તેના માટે 'સદકાત' શબ્દ પ્રયોજાયો છે, જે 'સદકા'નું બહુવચન છે. 'સદકા' શબ્દની ઉત્પત્તિ 'સિદ્ક'થી થઈ છે. સચ્ચાઈ, મિત્રતા, દુરસ્ત કરવું, વ્યવસ્થિત કરવું વગેરે તેના ઘણા અર્થો થાય છે. આમ, 'મહ્ર' વાસ્તવમાં સ્ત્રી-પુરુષના સંબંધો અને તેમના પ્રેમ-ભાવ, મિત્ર-ભાવ અને પારસ્પરિક સંબંધોના દુરસ્ત અને યથા-યોગ્ય રહેવાનું એક પ્રતીક કે ચિહ્ન છે.

**મીકાઈલ** — એક પ્રસિદ્ધ ફરિશ્તાનું નામ.

**મુનાફિક** — કપટાચારી, કપટી, છળ કરનાર, નિફાક કરનાર, Hypocrite. એવો વ્યક્તિ જે પોતાને મુસલમાન કહેતો હોય, પરંતુ ઇસ્લામથી તેનો સાચો સંબંધ ન હોય. મુનાફિક ઘણા પ્રકારના હોઈ શકે છે — (૧) તે લોકો જેઓ એટલા માટે મુસલમાનોમાં ઘૂસી આવ્યા હોય અને પોતાને મુસલમાન કહેતા હોય, જેથી તેઓ ઇસ્લામને વધુમાં વધુ હાનિ પહોંચાડવામાં સમર્થ બની શકે. (૨) જેઓ વાસ્તવમાં મુસલમાન તો ન હોય, પરંતુ ભૌતિક અને દુન્યવી-સાંસારિક લાભો પ્રાપ્ત કરવાના હેતુસર મુસલમાનોમાં સામેલ હોય. પરંતુ ઇસ્લામને નુકસાન પહોંચાડવાનો કોઈ ઇરાદો ન ધરાવતા હોય. (૩) તે લોકો જેઓ સામેલ તો હોય મુસલમાનોના સમૂહમાં, પરંતુ તેમનું ઈમાન ખૂબ કમજોર હોય. જયારે પણ અજમાયશ કે પરીક્ષાની ક્ષણ આવે તેમનામાં કમજોરી દેખાઈ આવે.

**મુશ્રિક** — બહુદેવવાદી, અનેકેશ્વરવાદી, શિર્ક કરનાર, કોઈ અન્યને અલ્લાહના સમકક્ષ કે ભાગીદાર ઠેરવનાર. 'મુશ્રિક' તે વ્યક્તિ છે જે અલ્લાહના અસ્તિત્વ કે તેના ગુણો કે તેના અધિકારોમાં બીજાઓને ભાગીદાર બનાવે કે તેમને તેના સમકક્ષ ઠેરવે. અસ્તિત્વમાં ભાગીદાર ઠરાવવાનો અર્થ એ છે કે 'કોઈથી તેના જન્મ કે ઉત્પત્તિ' કે 'તેનાથી કોઈના જન્મ કે ઉત્પત્તિ'ની ધારણા રાખવામાં આવે, જેમ કે કોઈને તેનો પિતા કે તેની સંતાન સમજવામા આવે. ગુણોમાં બીજાઓને અલ્લાહના ભાગીદાર ઠરાવવાનો અર્થ એ થાય છે કે અલ્લાહના વિશેષ ગુણોનો સંબંધ બીજાઓથી જોડવામાં આવે. ઉદાહરણાર્થ — કોઈ એવું સમજવા લાગે કે સૃષ્ટિની કે તેના કોઈ ભાગની રચનામાં કોઈ અન્ય દેવી-દેવતાનો પણ હાથ છે અથવા કોઈ એવું માનવા લાગે કે કેટલીક અન્ય હસ્તીઓ પણ છે જેઓ સ્વતંત્ર અધિકાર ધરાવે છે કે જે ચાહે કરે, જેનું ઇચ્છે તેનું કામ બનાવી દે અને જેનું ઇચ્છે બગાડી નાખે.

હક અને અધિકારમાં અલ્લાહના ભાગીદાર ઠરાવવાથી તાત્પર્ય એ છે કે હક

અને અધિકાર અલ્લાહનો હોય છે, તેમાં તે બીજાઓને પણ ભાગીદાર સમજવા લાગે. જેમ કે — સૃષ્ટિનો માલિક અને સૃષ્ટા અલ્લાહ છે તો ઉપાસના પણ તેની થવી જોઈએ. હવે જો કોઈ અલ્લાહથી હટીને કોઈ બીજાની બંદગી અને પૂજા કરે છે તો આ અલ્લાહના અધિકારમાં બીજાને ભાગીદાર ઠરાવવું થશે, અને આવું કરનાર 'મુશરિક' કહેવાશે.

**મુસલમાન** — ઈસ્લામનો અનુયાયી, અલ્લાહની આજ્ઞાનું પાલન કરનાર, અલ્લાહના અંતિમ પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)એ દર્શાવેલ માર્ગ ઉપર ચાલનાર.

**મુસ્લિમ** — આજ્ઞાંકિત, ઈસ્લામનો અનુયાયી, એક અલ્લાહને પોતાનો રબ, સ્વામી, શાસક અને આરાધ્ય બધું જ માનવાવાળો અને સ્વયંને તેના સમક્ષ સમર્પિત કરી દેનાર, તેના જ આદેશાનુસાર જીવન વ્યતીત કરનાર, સૃષ્ટિની તમામ વસ્તુઓ — સૂર્ય, ચંદ્ર, તારા, નક્ષત્રો, હવા વગેરે બધી જ — વાસ્તવમાં 'મુસ્લિમ' છે કેમ કે આ તમામ અલ્લાહની આજ્ઞાના પાલનમાં લાગેલી છે. મનુષ્યનું કર્તવ્ય છે કે તે પણ 'મુસ્લિમ' બને. તેમાં જ તેનું કલ્યાણ છે. જો તે આ વ્યાપક સત્યતાનો વિરોધ કરે છે તો તે તેના ખરાબ પરિણામોથી બચી શકતો નથી.

**મુહાજિર** — હિજરત કરનાર, અલ્લાહ કાજે પોતાના ઘરબાર છોડનાર. પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ના સાથીઓ જેઓ અલ્લાહ કાજે પોતાનું વતન મક્કા છોડીને મદીના પ્રસ્થાન કરી ગયા હતા.

**મોમિન** — ઈમાનવાળો, તે વ્યક્તિ જે અલ્લાહ ઉપર, તેના પયગંબરો ઉપર, તેના ગ્રંથો ઉપર અને તે સચ્ચાઈઓ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખતો હોય અને તેને હૃદયથી માનતો હોય જેની શિક્ષા પયગંબરોએ આપી છે. જૂઓ 'ઈમાન'.

**યહૂદ** — યહૂદી લોકો. જૂઓ 'યહૂદી'.

**યતીમ** — અનાથ, તે બાળક જેના પિતાનું અવસાન થઈ ગયું હોય.

**યહૂદી** — તે લોકો જેઓ પોતાનો સંબંધ પયગંબર હઝરત મૂસા (અલૈ.)થી જોડે છે. એક વિશેષ કબીલાથી 'યહૂદી' મતનો આવિર્ભાવ થયો, તે કબીલાનું નામ 'યહૂદાહ' (Judah) હતું. યહૂદાહ શબ્દ 'હૂદ'થી નીકળ્યો છે. હૂદનો અર્થ થાય છે પરત ફરવું, તૌબા કરવું, પશ્ચાતાપ કરવું. યહૂદીઓએ પોતાના આ નામની સાર્થકતા પુરવાર કરીને પોતાના રબ અલ્લાહ તરફ પરત ફરવું જોઈએ. અંતિમ પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ની પોકારને સ્વીકારવી જોઈએ, જેઓ તે જ સચ્ચાઈ તરફ આમંત્રણ આપી રહ્યા છે, જેને લઈને પયગંબર હઝરત ઈબ્રાહીમ (અલૈ.) આવ્યા હતા, જે યહૂદી અને ઈસાઈ બધાંના પિતામહ છે અને જેનો આદર તમામ લોકો કરે છે.

**રબ** — (Preserver, Lord, Providence) — 'રબ'નો મૌલિક અર્થ થાય છે પાલનહાર, પછી સ્વાભાવિક જ એમાં ઘણા અર્થોનો આવિર્ભાવ થયો. કુર્આનમાં 'રબ' શબ્દ ત્રણ અર્થોમાં પ્રયુક્ત થયો છે જેમાં પરસ્પર ઊંડો સંબંધ જોવા મળે છે : (૧) પાલનહાર, સંરક્ષક. (૨) સ્વામી, માલિક, પ્રભુ. (૩) શાસક, હાકેમ, વિધાતા, પ્રબંધકર્તા-વ્યવસ્થાપક, સંચાલક. અલ્લાહ આ તમામ અર્થોમાં સૃષ્ટિનો 'રબ' છે.

**રબ્બાની** — ધર્માધિકારી, યહૂદના ત્યાં જે ધર્મજ્ઞાતા, ધાર્મિક પદો ઉપર નિયુક્ત હતા અને ધાર્મિક વિષયોમાં માર્ગદર્શન કરવું તેમનું કર્તવ્ય હતું, તદુપરાંત ઉપાસનાની



વ્યવસ્થાની દેખરેખ પણ તેમના જ શિરે રહેતી હતી, આવા લોકોને 'રબ્બાની' કહેવામાં આવતા હતા. તેનો સંકેત કુર્આનમાં પણ કરવામાં આવ્યો છે. (જૂઓ કુર્આન ૫ : ૬૩ તથા બાઈબલ યૂહન્ના-John ૨૦ : ૧૬; ૧ : ૩૮લ મત્તા-Mtt. ૨૩ : ૭-૮)

**રસૂલ** — પયગંબર, દૂત, તે વ્યક્તિ જે રિસાલત-ઈશદૂતત્વના પદ ઉપર નિયુક્ત હોય. એવો વ્યક્તિ જેના દ્વારા અલ્લાહ લોકોને પોતાનો માર્ગ બતાવે અને તેમના સુધી પોતાનો સંદેશ પહોંચાડે છે, તેને રસૂલ કે નબી કહે છે.

'રસૂલ' અને 'નબી'માં થોડો ભેદ છે. રસૂલ તે પયગંબર હોય છે જેને અલ્લાહ તરફથી નવિન શરીઅત (ધર્મ-વિધાન) અને ગ્રંથ મળેલ હોય. નબી દરેક તે પયગંબરને કહે છે, ચાહે તેને નવિન શરીઅત અને ગ્રંથ મળેલ હોય કે પછી તેને કેવળ પહેલાંના ગ્રંથ અને શરીઅત ઉપર લોકોને ચલાવવાનો કાર્યભાર સોંપવામાં આવ્યો હોય. અલ્લાહના પયગંબર કે નબી દુનિયાના વિભિન્ન ભાગોમાં આવ્યા છે, તેમની એક મોટી સંખ્યા છે, જેમાંથી આપણે અમુક જ નબીઓના નામથી પરિચિત છીએ. નબીઓની મૌલિક શિક્ષા એક જ રહી છે. મુસ્લિમ માટે અનિવાર્ય કરવામાં આવ્યું છે કે તે તમામ નબીઓ ઉપર ઈમાન લાવે અને તેમના પ્રત્યે પોતાના હૃદયમાં શ્રદ્ધા અને પ્રેમ રાખે, ભલે તે નબીઓમાંથી કોઈના સમુદાયના કે ઘણા નબીઓના સમુદાયના લોકો તેના શત્રુ જ કેમ ન હોય, અને શત્રુતામાં તેઓ ગમે તેટલા આગળ જ કેમ ન વધી ગયા હોય. જેમ કે — મુસલમાનો માટે અનિવાર્ય છે કે તે હઝરત મૂસા (અલૈ.)ના માનવાવાળા યહૂદીઓની ઈસ્લામ અને મુસલમાનથી શત્રુતા કોઈ છૂપાયેલ વસ્તુ નથી, પણ મુસલમાનો માટે અનિવાર્ય છે કે હઝરત મૂસા (અલૈ.) ઉપર તેમની શ્રદ્ધા અને પ્રેમ અતૂટ હોવા જોઈએ.

**રહમાન** — અત્યંત કૃપાળુ ઈશ્વર, તે સત્તા જેની દયા મંદ અને મોળી ન હોય, અલ્લાહનું વિશિષ્ટ નામ.

**રિબ્બી** — Devoted Man, અલ્લાહવાળા, ઈશભક્ત.

**રિસાલત** — ઈશદૂતત્વ, પયગંબરી, રસૂલ હોવાનો ભાવ. (જૂઓ 'રસૂલ')

**રુકૂઅ** — માથું નમાવવું, નમાઝનું એક અંગ જેમાં વ્યક્તિ અલ્લાહની મહાનતાનું ધ્યાન કરીને તેના આગળ નતમસ્તક થાય છે.

**રૂહુલ કુદુસ** — પવિત આત્મા, The holy Spirit. 'રૂહુલ કુદુસ'થી તાત્પર્ય વહ્ય—પ્રકાશનાનું તે જ્ઞાન પણ છે જે હઝરત ઈસા (અલૈ.)ને આપવામાં આવ્યું હતું અને તેનાથી અભિપ્રેત ફરિશ્તા હઝરત જિબ્રઈલ (અલૈ.) પણ છે જેઓ અલ્લાહની વાણી પયગંબર સુધી પહોંચાડતા હતા અને હઝરત ઈસા (અલૈ.)ની પોતાની પવિત્ર આત્મા પણ છે.

**રોઝા** — (Fast) વિશિષ્ટ વ્રત અને ઉપવાસ. કુર્આનમાં તેના માટે 'સિયામ' શબ્દ આવ્યો છે. સિયામનો મૌલિક અર્થ છે રોકાઈ જવું. રોઝામાં માણસ સવારની પરોઢ નીકળવાથી લઈને સૂર્યાસ્ત સુધી ખાવા-પીવા અને કામ-વાસનાની પૂર્તિથી રોકાઈ રહે છે. આત્માની શુદ્ધિ અને વિકાસ તથા ચરિત્ર-ઘડતર અને નૈતિકતા માટે રોઝા રાખવા જરૂરી છે. રોઝાથી માણસમાં સંયમની વૃત્તિ પેદા થાય છે અને તે ઈશપરાયણ બને છે. અર્થાત્ તે અલ્લાહનો ડર રાખવાવાળો અને તેની અવજ્ઞાથી બચવાવાળો વ્યક્તિ બની જાય છે અને તેના મનમાં એ ભાવ જાગૃત થાય છે કે જીવનમાં ખાવા-પીવા અને ભૌતિક

પદાર્થોના ભોગ ઉપરાંત પણ બીજું કંઈક છે, જેને પ્રાપ્ત કર્યા વિના મનુષ્ય પાશવિક સ્તરથી ઉપર ઉઠી શકતો નથી. મુસલમાનો માટે રમઝાન માસના રોઝા અનિવાર્ય ઠેરવવામાં આવ્યા છે.

**હ. લૂત (અલૈ.)ની જાતિવાળા** – હઝરત લૂત (અલૈ.) અલ્લાહના એક પયગંબર હતા, તેમની જાતિવાળા. આ જાતિ તે ભૂ-ભાગમા આબાદ હતી જે ટ્રાન્સ જોર્ડન કહેવાય છે. આ ભૂ-ભાગ ફલસ્તિન અને ઈરાકના મધ્યમાં આવેલ છે. બાઇબલમાં કહેવામાં આવ્યું છે કે એમની રાજધાની 'સદૂમ' હતી. તલમૂદથી જ્ઞાત થાય છે કે એના ચાર અન્ય મોટા-મોટા નગરો હતા, જયાં બગીચા જ બગીચા જોવા મળતા હતા અને જયાં સૌંદર્યનું સામ્રાજય હતું. પરંતુ આજે તે જાતિનું નામોનિશાન બધું જ નષ્ટ થઈને રહી ગયું છે. માત્ર એક મૃત-સાગર (Dead Sea) રહી ગયો છે જેને 'લૂત-સાગર' કહેવામાં આવે છે. પ્રાચીન કાળમાં મૃત-સાગર આટલો ફેલાયેલો ન હતો જેટલો આજે ફેલાયેલો છે.

લૂતની જાતિવાળા ખૂબ નિર્લજ્જ અને ચરિત્રહીન હતા. એમના ત્યાં ઘણી બૂરાઈઓ ફેલાઈ ગઈ હતી, પરંતુ સૌથી મોટી અને ધૃણાસ્પદ બૂરાઈ તેમના ત્યાં જે પેદા થઈ ગઈ હતી તે એ હતી કે તેઓ સ્ત્રીઓની અપેક્ષા પોતાની કામવાસના પુરુષોથી સંતોષતા હતા અને તેને તેઓ કોઈ બૂરાઈ સમજતા ન હતા. હઝરત લૂત (અલૈ.)એ પોતાની જાતિવાળાઓને સન્માર્ગ ઉપર લાવવાનો ખૂબ પ્રયાસ કર્યો, પણ કોમનું દુર્ભાગ્ય હતું કે તેણે તેમની વાતને સાંભળ્યું-ન સાંભળ્યું કરી દીધું. અંતે અલ્લાહે તેમની વસ્તીને જ ઉપર-તળે કરી નાખી. પહેલાં મૃત-સાગર માત્ર દ્વીપકલ્પ અલ્-લિસાન (Ellison) સુધી જ ફેલાયેલો હતો, જેના નીચેનો હિસ્સો જે હાલ પાણીમાં ડૂબી ગયો છે, પહેલાં હરિયાળો પ્રદેશ હતો જેમાં આ જાતિવાળાઓના મોટા-મોટા નગરો વસેલા હતા. ઇસ્વીસન બે હજાર વર્ષ પૂર્વે એક ભયાનક ભૂકંપના કારણે આ ભૂ-ભાગ ફાટીને દબાઈ ગયો અને મૃત-સાગરનું પાણી તેના ઉપર ચઢી ગયું. આ હિસ્સામાં ગેસ અને પેટ્રોલ મળી આવેલ છે. અનુમાન એવું કરવામાં આવી રહ્યું છે કે ભૂકંપ સમયે ગેસ અને પેટ્રોલ પેટાળમાંથી નીકળીને ભડકી ઉઠ્યા હશે.

**લોંડી** – તેનાથી તાત્પર્ય તે સ્ત્રીઓ છે જે ઇસ્લામી યુદ્ધમાં કેદ પકડાય. આ સ્ત્રીઓ સંબંધે ઇસ્લામી કાનૂન એ છે કે પહેલાં તેમને શાસનના હવાલે કરવામાં આવશે, પછી શાસનને એ અધિકાર છે કે તે તેમને મુક્ત કરી દે અથવા મુક્તિના બદલામાં ફિદ્યો લે, અથવા તેમને તે મુસલમાન યુદ્ધ-કેદીઓની મુક્તિના બદલામાં તેમને છોડી દે જે દુશ્મનના કબજામાં હોય, અથવા તો પછી સ્ત્રીઓને સૈનિકોમાં વહેંચી દે.

શાસન તરફથી નિયમાનુસાર સ્ત્રીને કોઈ વ્યક્તિની માલિકીમાં આપી દેવું બરાબર તે જ રીતે ધર્મસંગત બાબત છે જે રીતે લગ્ન એક ધર્મસંગત કાર્ય છે. લોંડીથી જે સંતાન જન્મ લેશે તે માન્ય અને જાયઝ સંતાન માનવામાં આવશે અને તે સંતાનને તે જ અધિકારો પ્રાપ્ત હશે જે પોતાની પત્નીથી જન્મેલ સંતાનને પ્રાપ્ત છે. બાળક જન્મ્યા પછી લોંડીનું વેચાણ કરી શકાતું નથી. પોતાના માલિકના અવસાન પછી તે સ્વતંત્ર થઈ જશે. ઇસ્લામમાં તેને ઉત્તમ કાર્ય ગણવામાં આવ્યું છે કે લોંડીઓને સ્વતંત્ર કરીને તેમનાથી



લગ્ન કરી લેવામાં આવે અથવા તેમના લગ્ન તે જરૂરતમંદ વ્યક્તિઓથી કરી દેવામાં આવે જેઓ નિર્ધનતાના કારણે મોટા પરિવારોમાં લગ્ન કરી શકતા નથી. યુદ્ધમાં કેદ પકડાયેલ સ્ત્રીઓ કોઈ પણ સમાજ માટે એક સમસ્યા હોય છે. ઈસ્લામે એનો જે ઉકેલ દર્શાવ્યો છે તે સ્વાભાવિક અને મર્યાદાયુક્ત છે.

**વુઝૂ** – નમાઝ પઢવાથી પહેલાં શુદ્ધતા અને પવિત્રતા માટે હાથ, મોઢું અને પગને ધોવું અને માથા ઉપર ગોળ હાથ ફેરવવો.

**વહી** – વહ્ય, દિવ્ય પ્રકાશના, Revelation, પ્રકાશના, ઈશ્વરીય સંકેત. વહીનો શાબ્દિક અર્થ થાય છે તીવ્ર સંકેત, ગુપ્ત સંકેત. અર્થાત્ એવો સંકેત જે તેજીથી એ રીતે કરવામાં આવે જેને તે જ જાણી શકે જેને સંકેત કરવામાં આવ્યો હોય.

અલ્લાહ સૃષ્ટિના સજીવો વગેરેને જે શિક્ષા આપે છે તે કોઈ શાળામાં આપવામાં નથી આવતી, બલ્કે એવા સૂક્ષ્મ રૂપે આપવામાં આવે છે કે જોવામાં ન કોઈ શિક્ષા આપનાર દેખાય છે અને ન કોઈ શિક્ષા મેળવતું નજરે પડે છે. આથી કુર્આને એના માટે 'વહ્ય' શબ્દનો પ્રયોગ કર્યો છે. કુર્આનમાં એના માટે 'ઇલ્હામ' (ગુપ્ત શિક્ષા) અને 'ઇલ્કા' (મનમાં વાત નાખી દેવી) ના શબ્દો પણ પ્રયુક્ત થયા છે. આ 'વહ્ય' જ છે જેનાથી માછલીઓને તરતા અને પક્ષીઓને ઊડતા આવડી જાય છે, અને નવજાત શિશુ એનાથી દૂધ પીતા શીખી જાય છે. આપણે જોઈએ છીએ કે ક્યારેક વિચાર્યા-કર્યા વિના બેઠાં-બેઠાં માણસના મનમાં વીજળીની ચમકની ઝડપે એક વાત આવી જાય છે અથવા તેને કોઈ ઉપાય સૂઝી જાય છે. ક્યારેક-ક્યારેક મનુષ્ય સ્વપ્નમાં કંઈક જોઈ લે છે અને પછીથી તેને ખ્યાલ આવે છે કે આ એક સૂચન કે ઉપાય હતો જે સ્વપ્નમાં તેને પ્રાપ્ત થયો હતો. આ બધાં કામ એક પ્રકારની 'વહ્ય' દ્વારા જ થાય છે.

'વહ્ય'ના આ ઘણાં પ્રકારોમાંથી એક વિશેષ વહ્ય' તે છે જેના દ્વારા અલ્લાહ નબીઓને જ્ઞાન પ્રદાન કરે છે. પરિભાષામાં એનાથી તાત્પર્ય તે વિશેષ વહ્ય છે જેના દ્વારા અલ્લાહ પોતાના નબીઓને પોતાની ઈચ્છા, મરજી અને આદેશોથી માહિતગાર કરાવે છે. કુર્આન અને બીજા ધર્મ-ગ્રંથોનું અવતરણ વહ્ય દ્વારા જ થયું છે.

**શહીદ** – સાક્ષી, ગવાહ, હાજર, મોજૂદ, ઉપસ્થિત, વીરગતિને પ્રાપ્ત. આ શબ્દના ઘણા અર્થ થાય છે. (૧) જે વ્યક્તિ કોઈ જાતિ તરફથી જાતિના પ્રતિનિધિના રૂપે કોઈ મામલાની ગવાહી આપે. (કુર્આન, ૨૮ : ૭૫) (૨) બાદશાહ કે રાજાના ત્યાં જેની હેસિયત સામાન્ય જનતાના પ્રતિનિધિ કે ભલામણકર્તાની હોય. (૩) જે વસ્તુની ગવાહી આપવામાં આવી રહી હોય, અર્થાત્ જેની સૂચના કે જાણકારી લોકોને આપવામાં આવી રહી હોય તે વસ્તુ અને લોકોના વચ્ચે જે વ્યક્તિ માધ્યમ કે મધ્યસ્થી બની રહ્યો હોય. (કુર્આન, ૨ : ૧૪૩) (૪) જે વ્યક્તિ કોઈ મોટા મામલાની ગવાહી સપ્રમાણ આપે. જે પોતાના સંપૂર્ણ જીવન અને ચરિત્રથી એ વાતની સાક્ષી આપે કે તે જીવનના જે તથ્યો અને મૂલ્યો ઉપર વિશ્વાસ રાખે છે તે સત્ય છે. અલ્લાહના માર્ગમાં પ્રાણ ન્યોછાવર કરનાર કે મારી નાખવામાં આવનારને એટલા માટે 'શહીદ' કહેવામાં આવે છે કે તે પોતાના પ્રાણ આપીને એ વાતની સાક્ષી આપે છે કે જે વસ્તુ ઉપર ઈમાન લાવવાનો તેણે દાવો કર્યો હતો, વાસ્તવમાં હૃદયથી તે તેને સત્ય માનતો હતો. (૫) તે વ્યક્તિ જે કોઈ વસ્તુને

પૂરેપૂરી રીતે જાણતો હોય અને આ સંબંધે તે જ સાક્ષી અને સનદ કે પ્રમાણ હોય. (કુર્આન, ૨૯ : ૫૨)

**શિર્ક** – અનેકેશ્વરવાદ. કોઈને અલ્લાહનો ભાગદાર કે હિસ્સેદાર સમજવો. અલ્લાહની સત્તા, તેના ગુણો અને તેના અધિકારોમાં કોઈને ભાગીદાર સમજવો. (જૂઓ 'મુશ્રિક')

**શેતાન, શૈતાન** – શાબ્દિક અર્થ છે ઉતાવળિયો, આગ જેવા સ્વભાવવાળો, અશાંત. તે પછી તેમાં વિદ્રોહ અને ક્રૂરતાનો અર્થ પણ સામેલ થઈ જાય છે. શૈતાનના આ દુર્ગુણો કોઈ જિન્નમાં પણ જોવા મળી શકે છે અને કોઈ મનુષ્યમાં પણ. કુર્આનમાં આ શબ્દનો પ્રયોગ મનુષ્ય અને જિન્ન બંને માટે થયો છે.

**સજ્દા** – ઝૂકવું, સાષ્ટાંગ પ્રણામ, દંડવત્, માથું જમીન ઉપર ટેકવી દેવું, આજીજીપૂર્વક ચહેરા સુદ્ધાંને જમીન ઉપર બિછાવી દેવું, નમાઝનું એક વિશિષ્ટ અંગ.

**સદકા** – દાન, ખૈરાત, અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવું. કુર્આનમાં ઝકાત અને ખૈરાત બંને માટે આ શબ્દ પ્રયુક્ત થયો છે. સદકા શબ્દની ઉત્પત્તિ 'સિદ્ક'થી થઈ છે જેનો અર્થ થાય છે સચ્ચાઈ અને નિષ્ઠા.

**સબ્ર** – ધૈર્ય, દઢતા, અવિચળતા, સ્થિરતા, મક્કમતા. 'સબ્ર'નો શાબ્દિક અર્થ છે રોકવું, બાંધવું. સબ્રના અર્થમાં ખૂબ વ્યાપકતા જોવા મળે છે. સબ્ર સંકલ્પની તે દઢતા અને મનની તે અવિચળતા છે જેના કારણે માણસ પોતાના પસંદ કરેલા માર્ગ ઉપર આગળ વધતો ચાલ્યો જાય છે, કોઈ નુકસાનનો ડર તેને ડગાવી કે હટાવી શકતું નથી અને ન મનની કોઈ ઇચ્છા તેને વિચલિત કરી શકે છે. હાનિ કે લાભ તેને પોતાના નિર્ધારથી દૂર કરી શકતા નથી.

**સમૂદ** – અરબસ્તાનની પ્રાચીન જાતિઓમાંથી એક પ્રખ્યાત જાતિ. આ જાતિનો ઉલ્લેખ અસીરિયાના શિલાલેખોમાં પણ મળે છે. યૂનાન, સ્કંદરિયા અને રોમના ઇતિહાસકારો અને ભૂગોળના લેખકોએ પણ આ જાતિનો ઉલ્લેખ કર્યો છે.

આ જાતિ અરબસ્તાનના ઉત્તર-પશ્ચિમ વિસ્તારમાં આબાદ હતી. આજે આ ક્ષેત્રને 'અલ-હિજ્ર' કહે છે. મદીના અને તબૂકના વચ્ચે એક સ્થળ 'મદાયને-સાલેહ' આવે છે. પ્રાચીન કાળમાં એને હિજ્ર કહેવામાં આવતું હતું અને આ જ સમૂદની રાજધાની હતી. હજારો એકરના વિસ્તારમાં આજે પણ એવા ભવનો મોજૂદ છે, જેનું નિર્માણ સમૂદે પહાડોને કોતરી-કોતરીને કર્યું હતું. સમૂદને સન્માર્ગ ઉપર લાવવા અલ્લાહે હઝરત સાલેહ (અલૈ.)ને પયગંબર બનાવીને મોકલ્યા. અન્ય જાતિઓના જેમ આ જાતિમાં પણ અનેક પ્રકારની બૂરાઈઓ અને અનૈતિકતાઓ ફેલાઈ ગઈ હતી. શિર્ક (અનેકેશ્વરવાદ)ની ગંદકીમાં લોકો ગળાડૂબ હતા. પયગંબરે તેઓને સમજાવ્યા, ખૂબ સમજાવ્યા, પરંતુ તેણે તેમની વાત ન માની અને અલ્લાહે તેને વિનષ્ટ કરી દીધાં.

**સહાબા, સહાબી** – સાથી, પયગંબરહઝરત મુહમ્મદ (સલ્લ.)ના સાથીઓ, જેમને આપ (સલ્લ.)ને જોવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું.

**સહીફા** – લિખિત પાનાં. બહુવચનના રૂપે (સુહુફ) ગ્રંથ કે પુસ્તક માટે વપરાય છે. પુસ્તક પાનાંઓનો જ સમૂહ હોય છે.



**સાબઈ** – આ નામના બે સમુદાયો પ્રાચીન કાળમાં હતા. એક સમુદાય હઝરત યાહ્યા (અલૈ.)નો અનુયાયી હતો. તેના લોકો 'અલ-જઝીરા'ના ભૂ-ભાગમાં વધુ જોવા મળતા હતા. બીજો સમુદાય તે નક્ષત્ર-પૂજકોનો હતો જેઓ પોતાના ધર્મનો સંબંધ હઝરત શીશ (અલૈ.) અને હઝરત ઇદરીસ (અલૈ.)થી જોડતા હતા. આ લોકોનું કેન્દ્ર 'હર્રાન' હતું. ઈરાકના વિભિન્ન ભાગોમાં આ લોકો ફેલાયેલા હતા. અનુમાન છે કે કુર્આનમાં સાબઈથી તાત્પર્ય પ્રથમ સમુદાય જ છે, કેમ કે કુર્આન અવતરણ-કાળમાં બીજો સમુદાય આ નામથી પ્રચલિત ન હતો.

**સિદ્દીક** – અત્યંત સાચો, સત્યનિષ્ઠ, નિષ્ઠાવાન, સત્યવાદી, જેમાં સત્ય-પ્રિયતા અને સત્યવાદિતા ઉપરાંત કોઈ અન્ય ભાવના ન જોવા મળે. જે સત્ય અને ન્યાયનો સાથ હર-હંમેશ દરેક સ્થિતિમાં આપી શકે. જે ચરિત્રમાં મહાન હોય અને સ્વાર્થથી ખૂબ દૂર હોય. બલ્કે તેની કલ્પના પણ ન કરે.

**સૂર** – 'સૂર' Trumpet રણશિંગુ, બ્યૂગલ કે નરસિંઘાને કહે છે. કુર્આનમાં જે 'સૂર'નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેની વાસ્તવિકતાનું સાચું જ્ઞાન અલ્લાહને જ છે. કયામત (મહાપ્રલય) વખતે સૂર ત્રણ વખત ફૂંકવામાં આવશે. પ્રથમ વખતે જ્યારે તે ફૂંકવામાં આવશે તો લોકો ગભરાઈ ઉઠશે, સૌ ઉપર ભય છવાઈ જશે. બીજી વખત સૂર ફૂંકવામાં આવશે તો તમામ લોકો મૃત્યુ પામશે, તે પછી ત્રીજી વખતે સૂર ફૂંકવામાં આવશે તો બધા લોકો ફરી જીવિત થઈ ઉઠશે અને પોતાના રબ સમક્ષ હાજર થવા નીકળી પડશે.

**સૂરઃ, સૂરહ** – બહુવચન સૂરઃઓ કે સૂરતો. કુર્આન નાના-મોટા ૧૧૪ ભાગોમાં વહેંચાયેલ છે, જેમાંથી પ્રત્યેક ભાગને સૂરઃ કે સૂરહ કહે છે. પ્રત્યેક સૂરઃ પોતાના સ્થાને પૂર્ણ હોય છે. પરંતુ તેના સાથે પોતાની આગળ-પાછળની સૂરઃઓ સાથે ઊંડો સંબંધ અને સંપર્ક પણ હોય છે. સૂરઃ શબ્દ 'સૂર'થી નીકળ્યો છે જેનો અર્થ થાય છે – કોટ, કિલ્લો, નગરકોટ.

**હક** – 'હક' મોજૂદ કે હાજર કે કાયમને કહે છે. પછી તેમાં ઘણા અર્થોનો સમાવેશ થઈ જાય છે—(૧) જેનું હોવું સત્ય હોય (કુર્આન, ૩૮:૬૪). (૨) નૈતિક દષ્ટિએ જે અપેક્ષિત હોય (કુર્આન, ૫૧:૧૯). (૩) જે સ્પષ્ટ અને બુદ્ધિસંગત હોય (કુર્આન, ૨:૭૧, ૬:૬૨)

અલ્લાહ અને કયામત પહેલાં અને ત્રીજા અર્થ અનુસાર 'હક' છે. ન્યાય અને ઇન્સાફને બીજા અર્થમાં 'હક' કહેવાશે. ત્રીજા અર્થ પ્રમાણે હિકમત, તત્ત્વદર્શિતા (Wisdom).

**હમ્દ** – ગુણગાન, પ્રશંસા, ઈશ-પ્રશંસા. કોઈના સદ્‌ગુણો અને ખૂબીઓનું પ્રેમપૂર્વક વર્ણન. 'હમ્દ' અલ્લાહ સમક્ષ કૃતજ્ઞતા પ્રગટ કરવાની એક ઉત્તમ રીત છે. તેથી 'હમ્દ'ને 'શુક્ર'થી અભિવ્યક્ત કરવામાં આવે છે.

**હજ, હજ્જ** – તેનો અર્થ થાય છે ઇરાદો કરવો, દર્શન, ઝિયારત. પરિભાષામાં હજ્જ એ ઇબાદત છે જેમાં માણસ કા'બાના દર્શનનો ઇરાદો કરે છે અને મક્કા પહોંચીને તે વિધિઓ-કૃતિઓ કે કાર્યોને અદા કરે છે જેનો આદેશ આપવામાં આવ્યો છે. હજ્જ વાસ્તવમાં એ વાતની ઘોષણા છે કે આપણો પ્રેમ, શ્રદ્ધા, પૂજા અને બંદગી બધું જ અલ્લાહ

જ માટે છે. હજ્જ કરવાથી માનવ-હૃદય ઉપર અલ્લાહની મહાનતા અને તેના પ્રેમનો પ્રભાવ સ્થાયી રૂપે પડી જાય છે.

**હરમ** – પ્રતિષ્ઠિત સ્થાન, આદર-યોગ્ય. મક્કાનો વિશેષ ભૂ-ભાગ. 'હરમ'ની સીમામાં ઘણી બાબતો, જે 'હરમ'ની પ્રતિષ્ઠાના પ્રતિકૂળ છે, પ્રતિબંધિત છે. જેમ કે વૃક્ષ કાપવું, જાનવર કે પશુનો શિકાર, ઉત્પાત કે ઉપદ્રવ, મારામારી અને હત્યા, હથિયાર લગાવીને ચાલવું વગેરે.

**હરામ** – અવૈધ, Forbidden, નિષિદ્ધ. ઈસ્લામે જેનો નિષેધ કર્યો છે, જેમ કે શિર્ક કરવું, દારૂ પીવો, જુગાર રમવું, વ્યાજ ખાવું, વ્યભિચાર કરવો, માતા-પિતાની અવજ્ઞા વગેરે. જે બાબત કે વસ્તુને અલ્લાહે 'હરામ' કે અવૈધ નિર્ધારિત કરી દીધી હોય તેને 'હલાલ' કે વૈધ કરવાનો અધિકાર કોઈને નથી.

**હલાલ** – વૈધ, અવર્જિત, Lawful, ગ્રાહ્ય, જાયઝ, ધર્મ-સંગત. જે બાબત કે વસ્તુને અલ્લાહે 'હલાલ' વૈધ નિર્ધારિત કરી દીધી હોય તેને 'હરામ' કે અવૈધ કરવાનો અધિકાર કોઈને નથી.

**હવારી** – સાચો સાથી, સહયોગી, સહાયક. હઝરત ઈસા (અલૈ.)ના સાથીઓની ઉપાધિ. ઉર્દૂ બાઈબલમાં તેના માટે 'શાગિર્દ' શબ્દ પ્રયોજાયો છે. પછીથી તેમના માટે 'રસૂલ' (Apostles)ની ઉપાધિ પ્રચલિત બની ગઈ. કેમ કે હઝરત ઈસા મસીહ (અલૈ.) ધર્મ-પ્રચાર હેતુ તેમને વિભિન્ન જગ્યાઓએ મોકલતા હતા. કુર્આને એમને 'હવારી' કહ્યા છે. હવારી 'હૌર'થી બનેલ છે. 'હૌર'નો અર્થ થાય છે સફેદી. ધોબીને હવારી એટલા માટે કહેવામાં આવે છે કે તે કપડાંને ધોઈને સફેદ બનાવી દે છે. વિશુદ્ધ અને ચોખ્ખી વસ્તુને પણ હવારી કહે છે. આ રીતે નિખાલસ મિત્ર અને નિઃસ્વાર્થ દોસ્તને પણ હવારી કહે છે.

**હિકમત** – તત્ત્વજ્ઞાન, વિવેક, વિવેક-બુદ્ધિ, તત્ત્વદર્શિતા, સૂઝ-બૂઝ, Wisdom. હિકમતનો મૂળ અર્થ છે ફેંસલો કરવો, પછી સૂઝ-બૂઝની તે શક્તિને પણ હિકમત કહે છે જેના દ્વારા માણસ ફેંસલો કરે છે. તે શક્તિને પણ હિકમતથી અભિવ્યક્ત કરવામાં આવે છે જે સત્યાનુકૂળ નિર્ણયોનો સ્ત્રોત છે. તે ઉપરાંત ચરિત્રની પવિત્રતાને પણ હિકમતના લક્ષણો કે ગુણોમાંથી ગણવામાં આવે છે.

**હિજરત** – સ્વદેશ-ત્યાગ, વતન-ત્યાગ, અલ્લાહના માર્ગમાં ઘરબાર છોડવાં, પયગંબર હઝરત મુહમ્મદ સલ્લ. અને આપના સાથીઓનું મક્કા છોડીને મદીના પ્રસ્થાન કરવું.

**હિદાયત** – માર્ગદર્શન, Guidance, રસ્તો બતાવવો, સન્માર્ગ ઉપર લાવવું, સીધા રસ્તા ઉપર ચલાવવું. જીવન જીવવાની તે પદ્ધતિ જેના ઉપર ચાલીને માણસ પોતાના લોક-પરલોકનું કલ્યાણ કરી શકે. કુર્આનમાં એના માટે 'હુદા' શબ્દ પ્રયુક્ત થયો છે, જેના ઘણા અર્થ થાય છે, પરંતુ તેમાં પરસ્પર ગહન સંબંધ જોવા મળે છે. (૧) હૃદય-જ્યોતિ, અંતર્દૃષ્ટિ (કુર્આન, ૩૨:૧૩, ૪૭:૧૭). (૨) નિશાની, પ્રમાણ, સ્પષ્ટ દલીલ, તે વસ્તુ જેના દ્વારા માર્ગ મળી શકે (કુર્આન, ૨:૧૮૫, ૨૦:૧૦, ૨૨:૮) (૩) સ્પષ્ટ



આ શબ્દ શરીઅત (ધર્મ-વિધાન) અને પ્રથા અને પ્રણાલી માટે પણ વપરાવા લાગ્યો (કુર્આન, ૩, ૭૩, ૬:૯૦) (૪) ક્રિયા કે કાર્યની સંજ્ઞાનું રૂપ. અરબસ્તાનમાં કોઈ વસ્તુના સ્પષ્ટ ગુણથી જ તેનું નામકરણ કરી દે છે. આ જ નિયમાનુસાર કુર્આનને 'અલ્-હુદા' કહેવામાં આવેલ છે (કુર્આન, ૭૨:૧૩)

**હુક્મ** – નિર્ણય-શક્તિ, ધર્મમાં સૂઝ-બૂઝ, મામલાઓમાં સાચો અભિપ્રાય સ્થાપિત કરવાની ક્ષમતા. મામલાઓનો ફેંસલો કરવાનો અલ્લાહ તરફથી અધિકાર. 'હુક્મ'માં પ્રભુત્વનો અર્થ પણ મળે છે. કુર્આન આ શબ્દ અને જ્ઞાન બંને સામાન્યપણે નબુવ્વત (ઈશદૂતત્વ) માટે પ્રયુક્ત થયા છે. 'હુક્મ' વાસ્તવમાં સૂઝ-બૂઝ અને વિવેકનું નામ છે.આ જ હિકમતનો સ્ત્રોત પણ છે. જ્યારે વિવેક પૂર્ણ થઈને પ્રતિભા અને વિચક્ષણતાનું રૂપ ધારણ કરી લે છે તો તેને હિકમત કહેવામાં આવે છે.

**હુરૂફ-મુકત્તઆત** – 'હુરૂફ' શબ્દ બહુવચન છે 'હર્ફ' (અક્ષર)નું. 'મુકત્તઆત'નો અર્થ છે કપાયેલ, અલગ-અલગ કરેલ. કુર્આન મજીદની ઘણી સૂરઃઓનો આરંભ અરબી ભાષાના કેટલાક અક્ષરોથી થયો છે. આ અક્ષરો અલગ-અલગ પઢવામાં આવે છે. એને મેળવીને શબ્દના રૂપે પઢવામાં નથી આવતા. આ જ અક્ષરોને 'હુરૂફ-મુકત્તઆત' કહેવામાં છે.આવે છે. આ આક્ષરો વાસ્તવમાં કેટલા ગહન અર્થો તરફ સંકેત કરે છે, જેને સમજવા માટે ઊંડું ચિંતન, પવિત્રતા અને મનની શુદ્ધતા અપેક્ષિત હોય છે. જો કે એ વાત જાણી લેવી જોઈએ કે કુર્આનનું સમજવું કંઈ આ અક્ષરોના જ્ઞાન ઉપર સહે જ પણ નિર્ભર નથી.

# અલ-ફાતિહા

## પરિચય

**નામ :**

આ સૂરઃનું નામ 'અલ-ફાતિહા' એના વિષયને અનુરૂપ છે. 'ફાતિહા' તે વસ્તુને કહે છે જેનાથી કોઈ વિષય અથવા પુસ્તક અથવા કોઈ વસ્તુની શરૂઆત થાય છે. બીજા શબ્દોમાં એમ કહી શકાય કે આ નામ પ્રસ્તાવનાનું સમાનાર્થી છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃ હઝરત મુહમ્મદ (સલ્લ.)ની નબુવ્વત (ઈશદૂતત્વ)ના તદ્દન આરંભકાળની છે, એટલું જ નહીં પરંતુ વિશ્વસનીય રિવાયતો (કથનો) ઉપરથી જણાય છે કે સૌપ્રથમ સંપૂર્ણ સૂરઃ જે હઝરત મુહમ્મદ (સલ્લ.) ઉપર અવતરિત થઈ તે આ જ છે. આ પહેલાં ફક્ત છૂટી-છવાઈ આયતો ઊતરી હતી, જે સૂરઃ અલક, સૂરઃ મુઝ્ઝમ્મિલ, સૂરઃ મુદ્દસ્સિર વગેરેમાં સામેલ કરવામાં આવેલી છે.

**વિષય :**

વાસ્તમાં આ સૂરઃ એક દુઆ (પ્રાર્થના) છે, જે અલ્લાહે દરેક મનુષ્યને શીખવી છે જે આ ગ્રંથના અભ્યાસનો આરંભ કરી રહ્યો હોય. ગ્રંથની શરૂઆતમાં આને રાખવાનો અર્થ એ છે કે જો તમે વાસ્તવમાં આ ગ્રંથનો લાભ લેવા ઇચ્છતા હોવ તો પહેલાં સૃષ્ટિના સર્જનહાર, પાલનહાર અને માલિક અલ્લાહ સમક્ષ આ દુઆ કરો.

સ્વાભાવિક રીતે મનુષ્ય દુઆ તે જ વસ્તુની કરે છે જેની તલપ અને ઇચ્છા તેના હૃદયમાં હોય છે અને એ જ સ્થિતિમાં કરે છે જ્યારે તેને એમ લાગતું હોય કે તેની અપેક્ષિત વસ્તુ તે હસ્તીના અધિકારમાં છે, જેના સમક્ષ તે દુઆ કરી રહ્યો છે. કુર્આનના આરંભમાં આ દુઆની શીખ આપીને જાણે મનુષ્યને શીખવવામાં આવ્યું છે કે આ ગ્રંથનું અધ્યયન સન્માર્ગની શોધ માટે કરે, સત્ય-વાંચ્છુ જેવી મનોવૃત્તિ સાથે તેનો અભ્યાસ કરે અને એ જાણી લે કે જ્ઞાન-સ્ત્રોત માત્ર અલ્લાહ જ છે. આથી તેને જ માર્ગદર્શનની પ્રાર્થના કરીને અધ્યયનનો પ્રારંભ કરે.

આ વિષયવસ્તુ સમજી લીધા પછી તે વાત સ્વયં સ્પષ્ટ થઈ જાય છે કે કુર્આન અને સૂરઃ ફાતિહા વચ્ચે વાસ્તવિક સંબંધ એક પુસ્તક અને તેની પ્રસ્તાવના જેવો નથી, પરંતુ દુઆ અને દુઆના ઉત્તર જેવો છે. સૂરઃ ફાતિહા એક દુઆ છે બંદા તરફથી અને કુર્આન તેનો ઉત્તર છે અલ્લાહ તરફથી. બંદો દુઆ કરે છે કે હે પાલનહાર ! મારું માર્ગદર્શન કર. ઉત્તરમાં પાલનહાર સંપૂર્ણ કુર્આન તેના સામે મૂકી દે છે કે, આ છે તે માર્ગદર્શન જેની માગણી તેં મારા સમક્ષ કરી છે.



| રૂકૂઅ ૧ | સૂરઃ અલ-ફાતિહા (મક્કામાં અવતરિત થઈ) | આયતો ૭ |
|---|---|---|

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

(૧) પ્રશંસા અલ્લાહ માટે જ છે, જે સમગ્ર સૃષ્ટિનો રબ (માલિક અને પાલનહાર) છે, (૨) અત્યંત કૃપાળુ અને દયાળુ છે, (૩) બદલા (ન્યાય)ના દિવસનો માલિક છે.

(૪) અમે તારી જ ઇબાદત કરીએ છીએ અને તારી જ મદદ માગીએ છીએ.

(૫) અમને સીધો માર્ગ બતાવ, (૬) એ લોકોનો માર્ગ જેમના ઉપર તેં કૃપા કરી, (૭) જે પ્રકોપના ભોગ ન બન્યા, જે પથભ્રષ્ટ નથી. (રૂકૂઅ)

# (૨) અલ-બકરહ

## પરિચય

**નામ :**

આ સૂરઃનું નામ 'બકરહ' એટલા માટે છે કે તેમાં એક જગ્યાએ 'બકરહ'નો ઉલ્લેખ થયો છે. 'બકરહ'નો અર્થ થાય છે ગાય. કુર્આનની દરેક સૂરઃમાં એટલા વ્યાપક વિષયોનો ઉલ્લેખ છે કે તેમના માટે વિષયાનુસાર વ્યાપક શીર્ષક આપી શકાતા નથી. એટલા માટે પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)એ અલ્લાહના માર્ગદર્શન મુજબ કુર્આનની મોટાભાગની સૂરઃઓ માટે વિષય મુજબ શીર્ષક આપવાને બદલે નામો નક્કી કર્યા છે, જે માત્ર ઓળખ પૂરી પાડે છે. આ સૂરઃને 'બકરહ' કહેવાનો અર્થ એ નથી કે તેમાં ગાયની સમસ્યા કે તેના વિષે ચર્ચા કરવામાં આવી છે, બલ્કે તેનો અર્થ માત્ર એ છે કે તે સૂરઃ જેમાં ગાયનો ઉલ્લેખ થયેલ છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃનો મોટો ભાગ હઝરત મુહમ્મદ (સલ્લ.) અને આપના સાથીઓના મદીના હિજરત કરી ગયા પછીના મદીનાના આરંભકાળમાં ઊતર્યો છે. અલબત્ત, થોડો હિસ્સો એવો છે જેનું ઉતરાણ પછીથી થયું, પરંતુ વિષયની અનુરૂપતાના કારણે તે ભાગને પણ આ સૂરઃમાં સામેલ કરી દેવામાં આવ્યો છે.

**ઐતિહાસિક પશ્ચાદ્‌ભૂમિ :**

આ સૂરઃને સમજવા માટે સૌ પ્રથમ તેના ઉતરાણકાળની ઐતિહાસિક પશ્ચાદ્‌ભૂમિ સમજી લેવી જરૂરી છે.

(૧) હિજરત અગાઉ ઇસ્લામના પ્રચારનું કાર્ય મક્કાના આરબોમાં થતું હતું. આ આરબો મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ) હતા. ઇસ્લામનો સંદેશ તેમના માટે નવો અને અપરિચિત હતો. હિજરત પછી મદીનાના આસપાસના વિસ્તારોમાં રહેતા યહૂદીઓને ઇસ્લામનું આમંત્રણ આપવાનું શરૂ થયું. તે લોકો તૌહીદ (એકેશ્વરવાદ), રિસાલત (ઈશદૂતત્વ), આખિરત (પરલોક),



વહ્ય અને ફરિશ્તાઓના અસ્તિત્વમાં માનતા હતા અને સૈદ્ધાંતિક રૂપે તેમનો દીન (ધર્મ) તે જ ઇસ્લામ હતો, જેનું શિક્ષણ હઝરત મુહમ્મદ (સલ્લ.) આપી રહ્યા હતા. પરંતુ સદીઓથી થઈ રહેલા નિરંતર અધઃપતને તેમને પોતાના સાચા ધર્મ (મૂસા-ધર્મ)થી ખૂબ જ દૂર કરી દીધા હતા. જ્યારે અલ્લાહના અંતિમ પયગંબર (સલ્લ.) મદીના પહોંચ્યા, તો અલ્લાહે આપને માર્ગદર્શન આપ્યું કે તેમને મૂળભૂત ધર્મ તરફ બોલાવવામાં આવે. આ સંદર્ભમાં આ સૂરઃની આરંભની ૧૪૧ આયતો આ જ આહવાન્ ઉપર આધારિત છે.

(૨) મક્કામાં ઇસ્લામના પ્રચારનું કાર્ય ધર્મના સિદ્ધાંતોનું શિક્ષણ અને ઇસ્લામનો સ્વીકાર કરનારાઓના ચરિત્ર-ઘડતર સુધી મર્યાદિત હતું. પરંતુ મદીનામાં આ ઇસ્લામી આહવાન્ એક નવા તબક્કામાં પ્રવેશી ચૂક્યું હતું. આરબ દેશોના વિભિન્ન વિભાગોમાં જે આરબોએ ઇસ્લામનો સ્વીકાર કર્યો હતો તેઓ હિજરત પછી દરેક દિશામાંથી સમેટાઈને મદીનામાં એકત્ર થઈ ગયા હતા. મદીનાના સ્થાનિક અન્સારના સહયોગથી અહીં એક નાનકડા ઇસ્લામી રાજ્યનો પાયો પણ નંખાઈ ગયો તો આ પાંગરતા મુસ્લિમ સમાજને અલ્લાહે નબી (સલ્લ.) દ્વારા સામાજિક, સાંસ્કૃતિક, આર્થિક, રાજકીય અને કાનૂની પ્રશ્નો વિષે સૈદ્ધાંતિક માર્ગદર્શન આપવાનો આરંભ કર્યો. ઇસ્લામના વર્તુળમાં રહીને જીવનની નવતર વ્યવસ્થાનું નિર્માણ કરવાની રૂપરેખા પણ સમજાવવામાં આવી. આ સૂરઃ આયત ૧૪૨ થી અંત સુધી આ જ દિશા-માર્ગદર્શન ઉપર આધારિત છે.

સૂરઃ બકરહની આયતોના ઉતરાણકાળમાં આ વિવિધ પ્રકારના દંભીઓ મુસ્લિમ સમાજમાં પહેલી વખત દેખાયા હતા તેથી તેમને પારખી શકાય તે હેતુથી અલ્લાહે આ દંભી મુસલમાનો તરફ ટૂંકાણમાં નિર્દેશ કર્યો છે. પાછળથી જેમ-જેમ આ દંભીઓના ગુણો અને હરકતો સ્પષ્ટપણે જાહેર થવા લાગ્યા તેમ-તેમ પછીની સૂરઃઓમાં દરેક પ્રકારના દંભીઓ વિષે તેમની સ્થિતિ અનુસાર જુદા-જુદા આદેશો તે અનુસાર વિગતવાર મોકલવામાં આવ્યા.

(૩) હિજરત પહેલા લોકોને ઇસ્લામ તરફ તેમના પોતાના ઘરમાં (અર્થાત્ મક્કામાં) જ આમંત્રણ આપવામાં આવતુ રહ્યું અને વિભિન્ન કબીલાઓમાંથી જેઓ ઇસ્લામનો સ્વીકાર કરતા હતા, તેઓ પોત-પોતાની

જગ્યાએ રહીને ધર્મનો પ્રસાર કરતા અને પ્રત્યુત્તરમાં મુસીબતો અને અત્યાચારો સહન કરતા હતા. પરંતુ હિજરત પછી જ્યારે આ વિખેરાયેલા મુસલમાનો મદીનામાં એકત્ર થઈને એક સમૂહ બની ગયા અને તેમણે એક નાનકડું સ્વતંત્ર રાજ્ય સ્થાપિત કરી દીધું તો પરિસ્થિતિ એ થઈ ગઈ કે એક તરફ નાનકડી વસ્તી હતી અને બીજી તરફ શેષ તમામ આરબ જગત તેને વિનષ્ટ કરવા તલપાપડ બની ગયું હતું. હવે આ અલ્પસંખ્યક સમૂહની સફળતા જ નહીં, બલ્કે તેના સ્થાયિત્વ અને અસ્તિત્વનો આધાર એ વાત ઉપર હતો કે તેઓ પૂરેપૂરા ઉત્સાહ અને ઉમંગ સાથે પોતાના દૃષ્ટિકોણનો પ્રચાર કરીને વધુમાં વધુ લોકોને પોતાના વિચારોને સ્વીકાર કરનારા બનાવવાના પ્રયત્નો કરે. બીજું તે વિરોધીઓનું અસત્ય પર હોવું એવી રીતે દલીલોથી અને સંપૂર્ણપણે સ્પષ્ટ કરી દેવામાં આવે કે કોઈ પણ સમજદાર વ્યક્તિને તેમાં શંકા ન રહે. ત્રીજું એ કે જે આપત્તિમાં તેઓ ચોતરફથી ઘેરાઈ ગયા છે, તેમાં હતાશ ન થાય, બલ્કે પૂરેપૂરા ધૈર્ય અને અડગતા સાથે આ સંજોગોનો સામનો કરે. ચોથી વાત એ કે તેઓ બહાદૂરીપૂર્વક દરેક તેવા સશસ્ત્ર અવરોધોનો સશસ્ત્ર મુકાબલો કરવા તૈયાર થઈ જાય, જે તેમના આહવાન્‌ને નિષ્ફળ બનાવવા કોઈ પણ સમૂહ કે શક્તિ તરફથી કરવામાં આવે. પાંચમી વાત એ કે તેમનામાં એટલું સાહસ પેદા થઈ જાય કે જો આરબો આ નવિન જીવન વ્યવસ્થાને, જે ઇસ્લામ સ્થાપિત કરવા માંગે છે, સમજાવવા છતાં અપનાવવા તૈયાર ન થાય, તો તેમની અજ્ઞાનતાની દૂષિત જીવન વ્યવસ્થાને શક્તિ વડે દૂર કરી દેવામાં પણ સંકોચ ન કરે. અલ્લાહે આ સૂરઃમાં આ પાંચ બાબતો વિષે પ્રારંભિક માર્ગદર્શન આપ્યુ છે.

(૪) ઇસ્લામી આહવાન્‌ના આ તબક્કામાં એક નવો સમૂહ પણ પ્રગટ થવાનો શરૂ થઈ ગયો હતો અને આ મુનાફિકો (દંભીઓ, કપટાચારીઓ)નો સમૂહ હતો. જો કે નિફાક (દંભ)ની શરૂઆતના લક્ષણો મક્કાના અંતિમ દિવસોમાં જ જાહેર થવા લાગ્યા હતા. પરંતુ ત્યાં માત્ર તે પ્રકારના જ દંભીઓ જોવા મળતા હતા, જેઓ ઇસ્લામની સત્યતાને તો માનતા હતા અને ઈમાનનો સ્વીકાર પણ કરતા હતા, પરંતુ તેના માટે કોઈ પણ પ્રકારનો ભોગ આપવા તૈયાર ન હતા. મદીના પહોંચીને આ પ્રકારના મૂનાફિકો સિવાય અમૂક બીજા પ્રકારના મૂનાફિકો પણ ઇસ્લામી સમહમાં



દેખાવા લાગ્યા, એટલે તેમના વિષે પણ માર્ગદર્શન આવવું જરૂરી હતું.

સૂરઃ બકરહની આયતોના ઉતરાણ કાળમાં આ વિવિધ પ્રકારના દંભીઓ મુસ્લિમ સમાજમાં પહેલી વખત દેખાયા હતા, તેથી તેમને પારખી શકાય તે હેતુથી અલ્લાહત્આલાએ આ દંભી મુસલમાનો તરફ ટૂંકાણમાં નિર્દેશ કર્યો છે. પાછળથી જેમ-જેમ આ દંભીઓના ગુણો અને હરકતો જાહેર થવા લાગી તેમ-તેમ પછીની સૂરઃ ઓમાં દરેક પ્રકારના દંભીઓ વિષે તેમની સ્થિતિ અનુસાર જુદા-જુદા આદેશો અને વિગતવાર માર્ગદર્શન આપવામાં આવ્યું. ●



રુકૂઅ ૪૦

સૂરઃ અલ-બકરહ

(મદીનામાં અવતરિત થઈ)

આયતો ૨૮૬

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

(૧) અલિફ-લામ-મીમ, (૨) આ અલ્લાહનો ગ્રંથ છે, એમાં કોઈ શંકા નથી, માર્ગદર્શન છે તે સંયમી લોકો માટે (૩) જેઓ અદૃષ્ય ઉપર ઈમાન લાવે છે, નમાઝ કાયમ કરે છે, જે રોજી અમે તેમને આપી છે, તેમાંથી ખર્ચ કરે છે, (૪) જે ગ્રંથ તમારા ઉપર અવતરિત કરવામાં આવ્યો છે (અર્થાત્ કુર્આન) અને જે ગ્રંથો તમારા અગાઉ અવતરિત કરવામાં આવ્યા હતા તે સૌના ઉપર ઈમાન લાવે છે, અને આખિરત ઉપર શ્રદ્ધા રાખે છે.



૫. આવા લોકો પોતાના રબ તરફથી સીધા માર્ગ ઉપર છે અને તેઓ જ સફળતા પ્રાપ્ત કરવાવાળા છે.

૬. જે લોકોએ (આ વાતોને માનવાનો) ઈન્કાર કરી દીધો, તેમના માટે એક સરખું છે કે તમે તેમને ચેતવો કે ન ચેતવો, કોઈ પણ સંજોગોમાં તેઓ માનવાના નથી.

૭. અલ્લાહે તેમના હૃદય અને કાન ઉપર મહોર મારી દીધી છે અને તેમની આંખો ઉપર પડદો પડી ગયો છે. તેઓ સખત સજાને પાત્ર છે. (રુકૂઅ-૧)

૮. કેટલાક લોકો એવા પણ છે જેઓ કહે છે કે અમે અલ્લાહ ઉપર અને આખિરત (પરલોક)ના દિવસ ઉપર ઈમાન લાવ્યા છીએ, જો કે હકીકતમાં તેઓ મોમિન (Believers) નથી.

૯. તેઓ અલ્લાહ અને ઈમાન લાવનારાઓ સાથે છેતરપિંડી કરી રહ્યા છે. પરંતુ ખરેખર તો તેઓ સ્વયં પોતાની જાતને જ છેતરી રહ્યાં છે અને તેમને આનું ભાન નથી.

૧૦. તેમના હૃદયમાં એક રોગ છે જેને અલ્લાહે ઓર વધારી દીધો, અને જે જૂઠ તેઓ બોલે છે તેના બદલામાં તેમના માટે પીડાકારી સજા છે.

૧૧. જ્યારે પણ તેમને કહેવામાં આવ્યું કે ધરતી ઉપર બગાડ ન ફેલાવો, તો તેમણે એમ જ કહ્યું : અમે તો સુધારણા કરનારા છીએ.

૧૨. સાવધાન ! હકીકતમાં આ જ લોકો બગાડ ફેલાવનારા છે, પણ તેમને ભાન નથી.

૧૩. અને જ્યારે તેમને કહેવામાં આવ્યું કે જેવી રીતે બીજા લોકો ઈમાન લાવ્યા છે તેવી રીતે તમે પણ ઈમાન લાવો, તો તેમણે આ જ જવાબ આપ્યો : શું અમે મૂર્ખ લોકોના જેમ ઈમાન લાવીએ ? સાવધાન ! હકીકતમાં તો તેઓ પોતે જ મૂર્ખ છે, પરંતુ તેઓ જાણતા નથી.

૧૪. જ્યારે તેઓ ઈમાનવાળાઓને મળે છે, તો કહે છે કે અમે ઈમાન લાવ્યા છીએ, અને જ્યારે એકાંતમાં પોતાના શેતાનોને મળે છે, ત્યારે કહે છે કે ખરેખર તો અમે તમારા સાથે છીએ અને આ લોકો સાથે કેવળ મજાક કરી રહ્યાં છીએ.

૧૫. અલ્લાહ એમના સાથે મજાક કરી રહ્યો છે, તે એમને ઢીલ આપ્યે જાય છે અને તેઓ પોતાની ઉદ્દંડતામાં આંધળાની જેમ ભટકતા જ જાય છે.

૧૬. આ તે લોકો છે જેમણે માર્ગદર્શનના બદલામાં પથભ્રષ્ટતા ખરીદી લીધી છે, પરંતુ આ સોદો તેમના માટે નફાકારક નથી અને તેઓ કદાપિ સીધા માર્ગ ઉપર નથી.

૧૭. આ લોકોનું ઉદાહરણ એવું છે જેમ કે એક વ્યકિતએ અગ્નિ પ્રગટાવ્યો

અને જ્યારે સમગ્ર વાતાવરણ પ્રકાશિત થઈ ગયું ત્યારે અલ્લાહે તેમની આંખનું તેજ છીનવી લીધું અને તેમને એવી સ્થિતિમાં છોડી મૂક્યા કે અંધારામાં તેમને કશું દેખાતું નથી.

૧૮. આ લોકો બહેરા છે, મૂંગા છે, આંધળા છે, તેઓ હવે પાછા ફરશે નહીં.

૧૯. અથવા પછી તેમનું દૃષ્ટાંત એમ સમજો કે આકાશમાંથી ધોધમાર વર્ષા થઈ રહી છે અને તેના સાથે ઘોર અંધકાર અને ગર્જના અને વીજળી પણ છે, આ લોકો વીજળીના કડાકા સાંભળી મોતના ડરથી કાનમાં આંગળા ખોસી લે છે અને અલ્લાહે આ સત્યનો ઇન્કાર કરનારાઓને દરેક બાજુથી ઘેરામાં લઈ લીધા છે.

૨૦. વીજળીના ચમકારાથી એમની હાલત એવી થઈ રહી છે, જાણે હમણાં જ વીજળી એમની દૃષ્ટિ આંચકી લેશે. જ્યારે થોડો પણ પ્રકાશ એમને દેખાય છે ત્યારે તેમાં થોડે દૂર ચાલી લે છે અને જ્યારે એમની ઉપર અંધકાર છવાઈ જાય છે ત્યારે થોભી જાય છે. જો અલ્લાહ ચાહતો તો તેમની શ્રવણ-શક્તિ અને દૃષ્ટિ તદ્દન છીનવી લેતો, નિઃશંક તે દરેક વસ્તુ ઉપર સામર્થ્ય ધરાવે છે. (રુકૂઅ-૨)

૨૧. લોકો ! બંદગી અપનાવો, પોતાના તે રબ (માલિક અને પાલનહાર)ની જે તમારો અને તમારા અગાઉ જે લોકો થઈ ગયા છે, તે સૌનો સર્જનહાર છે. તમારા બચાવની આશા' આ જ રીતે થઈ શકે છે.

૨૨. એ જ તો છે જેણે તમારા માટે ધરતીનું પાથરણું પાથર્યું, આકાશની છત બનાવી, ઉપરથી પાણી વરસાવ્યું અને એના દ્વારા દરેક પ્રકારના ખાદ્ય પદાર્થો ઉત્પન્ન કરી તમારા માટે જીવિકા પૂરી પાડી. પછી જ્યારે તમે આ જાણો છો તો બીજાઓને અલ્લાહના સમકક્ષ ન ઠેરવો.

૨૩. અને જો તમને આ બાબતમાં શંકા છે કે આ ગ્રંથ જે અમે અમારા બંદા ઉપર અવતરિત કર્યો છે, તે અમારો છે કે નહીં, તો આના જેવી એક જ સૂરઃ બનાવી લાવો, પોતાના સૌ સાથીઓને બોલાવી લો, એક અલ્લાહ સિવાય બાકી જેની-જેની ચાહો, મદદ મેળવી લો, જો તમે સાચા છો તો આ કામ કરી દેખાડો.

૨૪. પરંતુ જો તમે આમ ન કર્યું, અને નિઃશંક કદાપિ નથી કરી શકતા, તો ડરો તે આગથી, જેનું ઈંધણ બનશે મનુષ્ય અને પથ્થર, જે તૈયાર કરવામાં આવી છે સત્યનો ઇન્કાર કરનારાઓ માટે.

૨૫. અને હે પયગંબર ! જે લોકો આ ગ્રંથ ઉપર ઈમાન લઈ આવે અને (એના અનુરૂપ) સત્કર્મ કરે તેમને ખુશખબર આપી દો કે તેમના માટે એવા બગીચા છે જેમના નીચે નહેરો વહેતી હશે. આ બગીચાઓના ફળ દેખાવમાં દુનિયાના ફળોને મળતા હશે. જ્યારે કોઈ ફળ એમને



ખાવા માટે આપવામાં આવશે તો તેઓ કહેશે કે એવા જ ફળ આ અગાઉ દુનિયામાં અમને આપવામાં આવતા હતા. એમના માટે ત્યાં પુનિત (પાક) પત્નીઓ હશે, અને તેઓ ત્યાં હંમેશાં રહેશે.

૨૬. હા, અલ્લાહ એનાથી કદાપિ શરમાતો નથી કે મચ્છર કે તેનાથી પણ વધુ તુચ્છ કોઈ વસ્તુનું દૃષ્ટાંત આપે. જે લોકો સત્ય વાતને સ્વીકારનારા છે, તેઓ આ જ દૃષ્ટાંતોને જોઈને જાણી લે છે કે આ સત્ય છે, જે એમના રબની તરફથી જ આવ્યું છે, અને જે લોકો સ્વીકાર કરનારા નથી, તેઓ આ સાંભળીને કહેવા લાગે છે કે આવા દૃષ્ટાંતોથી અલ્લાહને શું સંબંધ ? આવી રીતે અલ્લાહ એક જ વાતથી ઘણાંને ભટકાવી દે છે અને ઘણાંને સીધો માર્ગ દેખાડી દે છે; અને તેનાથી તે એ લોકોને જ ભટકાવે છે, જેઓ અવજ્ઞાકારી છે,

૨૭. અલ્લાહ સાથે પાકો કરાર કર્યા પછી તોડી નાખે છે, અલ્લાહે જેને જોડવાનો હુકમ આપ્યો છે તેને તોડે છે, અને ધરતી ઉપર અવ્યવસ્થા સર્જે છે. હકીકતમાં આ જ લોકો નુકસાન પામનારા છે.

૨૮. તમે અલ્લાહના સાથે કુફ્ર (ઇન્કાર)નું વલણ કઈ રીતે અપનાવો છો. જો કે તમે નિર્જીવ હતા, તેણે તમને જીવન પ્રદાન કર્યું, પછી તે જ તમારા પ્રાણ લઈ લેશે, પછી તે જ ફરીવાર જીવન પ્રદાન કરશે, પછી તેના તરફ જ તમારે પાછા જવાનું છે.

૨૯. તે જ તો છે, જેણે તમારા માટે ધરતીની સૌ વસ્તુઓ પેદા કરી, પછી ઉપરની તરફ ધ્યાન આપ્યું અને સાત આકાશ વ્યવસ્થિત રીતે બનાવ્યા અને તેને દરેક વસ્તુનું પૂરેપૂરું જ્ઞાન છે. (રુકૂઅ-૩)

૩૦. પછી જરા તે સમયથી કલ્પના કરો જ્યારે તમારા રબે ફરિશ્તાઓને કહ્યું હતું કે ''હું પૃથ્વી ઉપર એક ખલીફા (પ્રતિનિધિ, નાયબ) બનાવવાનો છું.'' તેમણે કહ્યું, ''શું આપ પૃથ્વી ઉપર કોઈ એવાને નિયુક્ત કરવાના છો, જે તેના તંત્રને બગાડી મૂકશે અને લોહી વહાવશે ? આપની સ્તુતિની સાથે-સાથે આપની તસ્બીહ (ગુણગાન) તો અમે કરી જ રહ્યાં છીએ.'' ફરમાવ્યું, ''હું જાણું છું, જે કંઈ તમે નથી જાણતા.''

૩૧. ત્યારપછી અલ્લાહે આદમને બધી વસ્તુઓના નામ શીખવાડ્યા, પછી તેમને ફરિશ્તાઓ સમક્ષ રજૂ કર્યા અને ફરમાવ્યું, ''જો તમારો વિચાર સાચો છે (કે કોઈ ખલીફાની નિમણૂકથી તંત્ર બગડી જશે) તો જરા આ વસ્તુઓના નામ બતાવો.''

૩૨. તેમણે કહ્યું, ''ખામીરહિત તો આપની હસ્તી છે, અમે તો માત્ર એટલું જ